# શ્રીગોકુલેશ પાઠશાળા

## શ્રીપાપાંકુશા એકાદશી વ્રત

અનુક્રમણિકા



રાગ નટ :-

રસિક રસીલે ગોકુલનાયક ।

અંગ અંગ રસ રહે રંગ ઢરિ મુખ બોલત રસ રાયક ।। ૧ ।।

રસ હી કી બાતેં સબ જાનત સબ રસકો સુખદાયક ।

વૃન્દાવન વલ્લભ વલ્લભરસ ભક્ત રસિક મન ભાયક ।। ૨ ।।





સર્વ શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સમાજ,

જૈ જૈ શ્રીગોકુલેશ,

શ્રીગોકુલેશ પાઠશાળા આપ સર્વે શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સમાજને શરદ પૂર્ણિમા-રાસોત્સવની અનેકાનેક વધાઇ પાઠવે છે. સાથેજ કાર્તિક સ્નાન પ્રારમ્ભ થાય છે. અને વળી આપણે સર્વે શ્રીગોકુલેશ ચરણશરણાનુરાગી અને આપણા શ્રીમહાપ્રભુજીના પુષ્ટિમાર્ગાનુયાયી શ્રીમાલા-તિલક સંરક્ષણ દિવસ કેમ ભુલી શકે ? શ્રીમાલાજીનો ઉત્સવ. ચિદ્રુપ જેવા પાખંડી સંન્યાસી અને મ્લેચ્છાધીપતિ યવનરાજને આપણા સર્વદા સેવ્ય શ્રીચતુર્થકુમાર શ્રીગોકુલેશ પ્રભુચરણે શાસ્ત્રોક્ત પ્રમાણો સિદ્ધ કરી શ્રીમાલા-તિલકની લાજ રાખી અને સમગ્ર પુષ્ટિમાર્ગનું રક્ષણ કર્યું. એટલે આ ઉત્સવ કેવળ આપણા શ્રીચતુર્થપીઠાનુયીઓનો નહીં, પરંતુ સમગ્ર સંપ્રદાય માટે ઉત્સવ છે. તેની સર્વે સેવક-વૈષ્ણવોને વધાઇ.

સાથેજ આ પખવાડીયામાં અનેક વૈશિષ્ટ્ય ઉત્સવો છે. બડે શ્રીવ્રજપતિજીનો ઉત્સવ (સં.૧૬૯૩), શ્રીમાલાજીનો ઉત્સવ. અને એટલેજ ભક્તો લખે છે કે : શ્રીગોકુલનાથ બડે મહારાજ, તિલક માલકી રાખી લાજ। દિલ્લીપતિકૌ પરચૌ દિયૌ, ભક્ત મનોરથ પૂરણ કિયૌ। ........આજે આનંદની હેલી રે સોહાગી મારે.......દીપોત્સવ આગમનની અનેકાનેક વધાઇ.

એક દિવસની વાત છે. જ્યારે સર્વદા સેવ્ય શ્રીચતુર્થકુમાર શ્રીમદ્ ગોકુલેશ પ્રભુચરણ શ્રીઠાકોરદ્વાર પોતાની શ્રીબેઠકમાં બિરાજમાન છે. ત્યારે એક પ્રસંગ સ્વસુખે-સ્વમુખે આજ્ઞા કરીઃ એક રાજા શ્રીગુસાંઇજીનો સેવક હતો. તે રાજાના ગામમાંહે જે વસ્તુ આવે, તે કોઇ ન લે તો તે વસ્તુ રાજા લે. ત્યારે એક સમયે દારિદ્ર વેચવા કોઇ આવ્યો. તે કોઇ ન લે. ત્યારે તે રાજાએ લીધું અને ભંડારમાં મુકાવ્યું. પછી રાત્રે રાજા સુતો હતો, ત્યારે શ્રીલક્ષ્મીજીએ કહ્યું, 'જે રાજા હું જાઉં છું'. ત્યારે રાજાએ કહ્યું કે જે જાઓ. પછી વિવેક આદિ સર્વે જવાની આજ્ઞા માંગી, તે આગળ જઇને ધીરજ અને ધર્મની વાટ જોવા લાગ્યાં. ત્યારે ધર્મ અને ધીરજ બેહુએ રાજાને કહ્યું જે અમો જાઇએ છીએ.

ત્યારે રાજાએ પુછ્યું, જે તમે કોણ છો ? ત્યારે તેમણે કહ્યુંઃ અમે ધર્મ અને ધીરજ છીએ. ત્યારે રાજાએ કહ્યું કે જે તમે કેમ જાઓ છો ? તમને રાખવાને તો દરિદ્ર લાવ્યો છું.

ત્યારે ધર્મ અને ધીરજ રહ્યાં. પછી શ્રીલક્ષ્મીજી પણ પાછાં ફરી આવ્યાં. એવી આજ્ઞા શ્રીગોકુલપતિએ કરી. વળી આપ આગળ આજ્ઞા કરે છે : '**ધીરજ માટે સર્વે રહ્યું, તેમ જે કોઇ ધર્મ અને ધીરજ રાખશે તેહનું કાંઇ ન જાએ**, એ પ્રસંગ પૂર્ણ. (રત્નકોષ).

**સમજ** :- હવે ધીરજ વિષે એક શુભાષિત વચન છે કે ૧. સ્ત્રીઓનાં કટાક્ષરૂપી બાણો જેના ચિત્તને છેદતાં નથી, ૨. ક્રોધરૂપી અગ્નિનો તાપ જેના ચિત્તને બાળતો નથી, અને ૩. લોભ રૂપી બંધનો જેને ઘણા વિષયો તરફ ખેંચી જતાં નથી, એવા માણસ ધીર છે. તે માણસ ત્રણે લોકને જીતે છે. એટલે જેણે લૌકિક કામ, ક્રોધ અને લોભ જીત્યા છે તે ધીર પુરુષો નિશ્ચય કરેલા લાભને મેળવ્યા વિના વિરામ લેતા નથી. તેથી શ્રીમહાપ્રભુજી પણ ધીરજ-ધૈર્ય માટે





વિવેકધર્યાશ્રય ગ્રંથમાં આજ્ઞા કરે છે ત્રિદુઃખ સહનં ધૈર્યમ્ - ત્રણ પ્રકારના દુઃખ (આધિભૌતિક, આધ્યાત્મિક, આધિદૈવિક) આજીવન સહન કરવું તે ધૈર્ય-ધીરજ.

આ વાર્તામાંનો રાજા શ્રીગુસાંઇજીનો સેવક હતો. તેના હૃદયમાં ભગવાનના અલૌકિક ભાવો રમતા હતા. જ્યારે દારિદ્ર વેચવા આવનાર લૌકિક જીવ હતો. રાજાએ તેની પાસેથી દારિદ્ર લીધું અને એને ધન આપીને સંતોષ્યો.

શ્રીમદ્ ભાગવત ૧૧.૧૯.૪૪ શ્લોકમાં જેનામાં સંતોષ નથી તેને દરિદ્ર કહ્યોં છે, પણ રાજામાં જે દારિદ્ર અથવા અસંતોષ હતો તે લોકથી વિપરીત હતો, એટલે અલૌકિક પ્રકારનો હતો. રાજાને ભગવદ્ સેવા પોતાથી પૂરતી બનતી નથી. તેનો અસંતોષ હતો. તે અસંતોષથી વધુને વધુ ભગવદ્ સેવા કરવા લાગ્યો. તેના પરિણામે લૌકિક લક્ષ્મી અને વિવેક જવા તત્પર થયાં અને તેમણે રાજાએ જવા દીધાં પણ જ્યારે ધર્મ અને ધીરજ જવા માટે રજા માંગવા આવ્યા ત્યારે રાજાએ કહ્યું કે લૌકિક ધર્મ અને વિવેકતો મારાથી નથી પણ જે ઉપાયોથી ભગવાનની ભક્તિ થાય તે ધર્મ શ્રીભાગવતના એકાદશ સ્કંધના ૧૯માં અધ્યાયના ૨૭માં શ્લોકમાં શ્રીભાગવદ ધર્મ બતાવવામાં આવ્યો છે.

અને શ્રીમહાપ્રભુજીએ સર્વભાવથી એટલે લૌકિક-વૈદિક ધર્મનો મોહ રાખ્યા વિના જ શ્રીગોપીજનોના ભાવથી ભગવદ્ સેવા કરવાનો મુખ્ય ધર્મ કહ્યોં છે તે ધર્મ મારામાં છે. વળી આ ધર્મ પાળતાં ગમે તેવાં ત્રણ પ્રકારનાં આધિ (મનનાં દુઃખો), વ્યાધિ (શરીરનાં દુઃખો) અને ઉપાધિ (લૌકિક દુઃખો) આવશે તો પણ તે હું ધીરજથી સહન કરીશ. વળી શ્રીભાગવત ૧૧.૧૯.૪૩માં શ્લોકમાં શ્રીલક્ષ્મીજીનું સ્વરૂપ બતાવતાં કહ્યું છે કે જેનામાં ઘણા સદ્ગુણો છે, તથા જે ધર્મને ઇચ્છે છે તે લક્ષ્મીવાન છે. તો લૌકિક લક્ષ્મીને જવું હોય તો ભલે જાય, પણ તમે (ધર્મ અને ધીરજ) બન્ને કેમ જવા તત્પર થયા છો? રાજાનું આ ધર્મ યુક્ત વચન સાંભળી ધર્મ અને ધીરજ રહ્યાં. જ્યાં ધર્મ અને ધૈર્ય છે, ત્યાં લક્ષ્મી, વિવેક, જ્ઞાન, વગેરે વસે છે.

આવાજ પ્રસંગાનુરૂપ મહાભારતમાં એક વાર્તા છે. ભગવાનના પરમ ભક્ત પ્રહ્લાદજી પોતાના ઊંચા શીલથી અને શ્રીપ્રભુમાં દઢ શ્રદ્ધાથી સ્વર્ગનું રાજ્ય પામ્યા હતા. એવા ઉત્તમ ગુણો પામ્યા વિના એવી ઊંચી પદવી મળતી નથી, અને કદાચ તેવી પદવી મળે તો તે લાંબો વખત રહેતી નથી. એમ વિચારી ઇન્દ્ર પ્રહ્લાદના શિષ્ય થયા અને સેવા દ્વારા તેમને પ્રસન્ન કર્યા. ત્યારે પ્રહ્લાદે ઇન્દ્રને કહ્યું કે જે માગવું હોય તે માંગ. ત્યારે ઇન્દ્રે તેમનું શીલ માંગ્યું. ત્યારે પ્રહ્લાદજી નવાઇ પામ્યા. પણ પોતે એકવચની હોવાથી ઇન્દ્રને પોતાનું શીલ આપ્યું.

હવે પ્રહ્લાદજીના શરીરમાંથી ચંદ્રમાના અજવાળા જેવું મધુર તેજ નીકળ્યું અને મૂર્તિમાન થઇ ઊભું. ત્યારે તેમણે પૂછ્યું તુ કોણ છે? ત્યારે પેલા તેજે કહ્યું કે હું આપનું શીલ, તમે ત્યજ્યું અને ઇન્દ્રને આપ્યું તે માટે હવે હું ઇન્દ્રમાં જઉં છું. એમ કહીને તરત એ તેજ ઇન્દ્રમાં પેઠું. એટલામાં બીજું એક બીજું તેજ પ્રહ્લાદજીમાંથી નીકળી આકૃતિ ધરીને ઉભું. તેણે પ્રહ્લાદજીએ પૂછ્યું કે તુ કોણ, ત્યારે તેણે કહ્યું કે હું ધર્મ છું, જ્યાં શીલ ત્યાં હું છું. એમ પ્રહ્લાદજીના શરીરમાંથી ત્રીજું સત્ય, ચોથું વ્રત, પાંચમું બલ, અને છઠ્ઠું લક્ષ્મી તેજરૂપે નીકળ્યાં અને ઇન્દ્રના શરીરમાં તે બધાં પેઠાં.

પણ છતાં તેજ શ્રીલક્ષ્મીજીએ જતાં જતાં પ્રહ્લાદજીને કહ્યું કે હે રાજા! તે શીલથી ત્રણ લોક જીત્યાં હતા, તેથી ઈન્દ્રે એ ત્રણ લોક પાછા મેળવવા તારૂં શીલ પ્રાપ્ત કર્યું. ધર્મ, સત્ય, વ્રત, બલ, અને હું પોતે (લક્ષ્મી) તે શીલને આધારે રહીએ છીએ એમ જાણો.

આ શીલ વિષે સમજાવવામાં આવ્યું છે કે મન, વાણી અને કર્મ-ત્રણેથી કોઇ પ્રાણીનો દ્રોહ ન કરવો, સર્વ ઉપર અનુગ્રહ કરવો અને દાન કરવું એને શીલ કહે છે.

શ્રીગોકુલેશ પ્રભુએ કહેલી ઉપરની વાર્તામાં રાજા પ્રહ્લાદજી જેવા દાનશીલ હતા. તેથી પોતે દરિદ્રતા સ્વીકારી, પણ આ દરિદ્રતા રાજાને કંઇ નુક્સાન કરી શકી નહિં. અહિં પ્રહ્લાદજી અને ઈન્દ્ર રાજાની એક રીતે અધૂરી રહેલી શીલની વાર્તા શ્રીગોકુલેશ પ્રભુએ કલાત્મક રીતે પૂર્ણ કરી છે, અને દાનશીલ પુરુષને કોઇ કશું નુક્સાન કરી શકતું નથી, એ સરસ રીતે સમજાવ્યું છે.

<u>પ્રશ્ન</u> :- આપણે જ્યારે વાર્તા (શ્રીમહાપ્રભુજીના ૮૪ વૈષ્ણવોની વાર્તા, શ્રીગુસાંઇજીના ૨૫૨ વૈષ્ણવોની વાર્તા)માં ઘણી વાર્તામાં આવે છે કે શ્રીમહાપ્રભુજીએ, શ્રીગુસાંઇજીએ અમુક વૈષ્ણવોને વ્રત કરાવીને નામ-નિવેદન કરાવ્યું છે, તો અમુકને વ્રત કરાવ્યા વિના નામ-નિવેદન આપ્યું છે. આવો ભેદ કેમ હોઇ શકે?

<u>સમાધાન</u> :- વ્રત કરાવ્યું તેની પાછળનો હેતુ શુદ્ધિનો છે. સામાન્યતઃ એવી મર્યાદા છે કે અપરસમાં સ્નાન કર્યા વિના બ્રહ્મસંબંધ ન લેવાય; પરંતુ અમારા ઘરોમાં એવી પદ્ધતિ છે કે જેનાં લગ્ન થાય તેના હાથે કંકણ બાંધવામાં આવે છે. આ કંકણ શાસ્ત્રીય રીતે સિદ્ધ કરેલાં હોય છે. એટલે તે બાંધ્યા પછી સ્નાન કરી શકાતું નથી. જેટલા દિવસ હાથમાં તે કંકણ રહે તેટલા દિવસ સ્નાન ન થાય. જયારે પરણીને વધૂ અમારે ઘેર આવે ત્યારે અમે તરત જ તેને બ્રહ્મસંબંધ અપાવીએ છીએ. તે વખતે અપરસમાં નહાતી નથી, કારણ તેના હાથમાં શાસ્ત્રીય કંકણ બાંધેલું હોય છે. એટલે આ સ્થિતિમાં અપરસમાં નહાયા વિના પણ બ્રહ્મસંબંધ થયેલું; પરંતુ મારી પુત્રીઓને મેં બ્રહ્મસંબંધ કરાવ્યું ત્યારે તેમનાં લગ્નનો પ્રસંગ નહોતો, તેથી તેમને અપરસમાં સ્નાન કરાવીને બ્રહ્મસંબંધ કરાવેલું.

આમાં મુખ્ય હેતુ શુદ્ધિનો છે. શુદ્ધિના હેતુથી જ સ્નાન કરવામાં આવે છે. દેહની બાહ્ય શુદ્ધિ સ્નાનથી થાય છે, દેહની આંતરશુદ્ધિ વ્રતથી થાય છે. શાસ્ત્ર કહે છે : 'અનશનથી મોટું તપ બીજું કોઈ નથી.' શ્રીમહાપ્રભુજી અતિ સમર્થ છે. આપ જોઈ શકે છે કે અમુક વ્યક્તિનું અંતઃકરણ અીત શુદ્ધ છે. આવી વ્યક્તિને આપ વ્રત ન પણ કરાવો તો તે તેમના સામર્થ્યની વાત છે. તેને આપણે નિયમ નહીં કહીએ; પરંતુ અપવાદ કહીશું.

જેમ લગ્નમાં શાસ્ત્રીય કંકણ બંધાય છે, તેમ જનોઈમાં પણ બાળકના હાથે શાસ્ત્રીય કંકણ બંધાય છે, ત્યારે તે બાળકને અપરસમાં સ્નાન વિના બ્રહ્મસંબંધ આપી શકાય છે. જેમ સ્નાન દ્વારા શુદ્ધિની મર્યાદા શાસ્ત્રે આપી તેમ શાસ્ત્રીય કંકણ દ્વારા વિના સ્નાને શુદ્ધિની મર્યાદા પણ શાસ્ત્રે બતાવી. તેમાં એટલે સુધીનું વિધાન છે કે ઘરમાં કોઈનું મરણ થઈ જાય, પણ જો હાથે આ શાસ્ત્રીય કંકણ બાંધેલું હોય તો તેને સૂતક લાગતું નથી. આપણને વિચાર આવે કે મહારાજે શુદ્ધિનો આપણને ખૂબ સસ્તો ઉપાય બતાવી દીધો, હવે આપણે બારેય મહિના આ શાસ્ત્રીય કંકણ બાંધીને જ ફરીએ પછી





'ડાહીનો ઘોડો રમતો–જમતો, હરતો–ફરતો છૂટ્ટો.' આપણો આવો વિચાર ન ચાલે, કારણ કે જે વખતે આ કંકણ બાંધવાનું શાસ્ત્રનું વિધાન છે તે સમય પૂરતું જ તે બંધાવાય, હંમેશ માટે નહીં.

આજે કયાંક કયાંક એવી પદ્ધતિ પણ જોવા મળે છે કે આજે બ્રહ્મસબંધ લઈ લો, આવતી કાલે વ્રત કરી લેજો. તો શું બ્રહ્મસંબંધ લેવાથી તે વ્યક્તિમાં અશુદ્ધિ ઉત્પન્ન થઈ, કે જેના નિવારણ માટે તેણે બીજા દિવસે વ્રત કરવું પડે ? આપણે આવા અગડમ્ બગડમ્ ક્રમમાં ફસાવું ન જોઈએ. વ્રત કરવા પાછળનો ભાવ એ છે કે જયારે આપણે પ્રભુને આત્મનિવેદન – આત્મસમર્પણ કરી રહ્યા છીએ ત્યારે આપણે ઉત્તમમાં ઉત્તમ વસ્તુ જ પ્રભુને સમર્પણ કરીએ.

શ્રીગોકુલેશજીનાં વચનામૃતોમાં એક સુંદર વાત આવે છે. પ્રબોધિની એકાદશીના દિવસે આપે પાનની બીડી આરોગી તે જોઈ વૈષ્ણવોને થયું : 'આ ખૂબ સારું થયું, આપણને પણ એકાદશીએ પાનની છૂટ મળી ગઈ.' પછી જન્માષ્ટમી આવી ત્યારે એક વૈષ્ણવ પાની બીડી લઈ શ્રીગોકુલેશજીને આરોગાવવા ગયા. આપે કહ્યું : આજે જન્માષ્ટમીનું વ્રત છે, આજે કંઈ પાનની બીડી લેવાય ? તે લેવાથી વ્રતભંગ થાય.' તે વૈષ્ણવે કહ્યું : 'આપે પ્રબોધિની એકાદશીના દિવસે તો લીધી હતી ?' આપે ખુલાસો કર્યો : 'તે દિવસે મેં મારા માટે પાનની બીડી થોડી લીધી હતી ? તે દિવસે આખી રાત પ્રભુની સન્મુખ કીર્તન કરવાનાં હતાં. કીર્તન માટે ગળામાંથી સરખી રીતે સ્વર નીકળે તો પ્રભુની પ્રસન્નતા થાય, તે હેતુથી બીડી લીધી હતી, મારા વ્યસનને કારણે બીડી નહોતી લીધી. પ્રબોધિની જેમ જન્માષ્ટમીના દિવસે આખી રાત પ્રભુને કિર્તન સંભળાવવાની પદ્ધતિ નથી એટલે આજે પાનની બીડી લઉં તો વ્રતભંગ થાય.'

આપણે ત્યાં એક ચોક્કસ સિદ્ધાંત છે. વ્રત ધારણ કરવું કે વ્રતભંગ કરવું તે પ્રભુના માટે જ છે. આપણે આપણા માટે વ્રતભંગ કરતા નથી. મને પાન ખાવાની ટેવ છે. તેથી હું વ્રતના દિવસે પાન નહીં ખાઉં, પરંતુ તે દિવસે જો પ્રભુને કીર્તન સંભળાવવામાં પાન ખાધા વિના મને અડચણ થતી હશે તો હું પાન ખાઈશ. એકાદશી કરવાથી વધુમાં વધુ મને શો લાભ થશે ? મારો આત્મોદ્ધાર થશે. મારો આત્મોદ્ધાર ભલે ન થાય; પણ પ્રભુને વધુમાં વધુ સુખ થાય તે જ મને પ્રિય છે. આમ, પ્રભુસુખના વિચારથી વ્રતનો ભંગ કરી શકાય છ; પણ આત્મસુખ કે દેહસુખના વિચારથી વ્રતનો ભંગ કરી શકાતો નથી.

આજે ઘણા લોકો એમ કહે છે કે : 'અમારે આજ રાતનું પ્લેન પકડી ઈંગ્લેન્ડ કે અમેરિકકા જવું છે. અમને આજે જ બ્રહ્મસંબંધ આપી દો.' આવા લોકોને બ્રહ્મસંબંધ આપવા માટે વ્રત નહીં કરાવવાનું, સ્નાન નહીં કરાવવાનું, ખિસ્સામાંથી તુલસીપત્ર કાઢી તેમના હાથમાં મૂકી દેવાનું અને મંત્ર બોલી દેવાનો ! આ પદ્ધતિએ બ્રહ્મસંબંધ અપાતું હોય તો તે બ્રહ્મસંબંધ નથી; પરંતુ 'ભરમસંબંધ' કહેવાય.

: અમૃતનું આંચમન પુસ્તકમાંથી સાભાર :

## શરદ પૂન્યોનું પદ :

રાગ બિહાગરો - માનકૌ : ચલિરી સયાની અતિ ગહરૂ ન કીજે; સુંદર સ્વરૂપ આંકો ભરિ ભરિ લીજે. ૧ સબકો વલ્લભ તેરો હેં માઇ; તિનસોં તે માન કિયો કહા બનિ આઇ. ૨ જેસો તોહી ભાવે એસો ઓરનકું ભાવે; એહી તો વિસેસ તોહી આપુન બુલાવે.





૩ આરતીકી છબિ મોપેં કહત ન આવે; ફેરિ ચિતવની કહેતિ માનની મનાવે. ૪ એસો નીકો બન્યો હે શ્રીવિઠ્ઠલ કોઇ નંદા; સ્વેત ઉપરેના ધોતી માલા મેંનું ફંદા. ૫ ફૂલનકી માલા મધ્યે જૂડા સુખદેની; કેસરી તિલક મન મોહે મૃતનેંની. ૬ જાકે અંગ અંગ સબ સોભા પાવે; એસો પ્યારો પ્રિય તેરી બાતે સુનિવે ભાવે. ૭ ચલત ચાલ માધુરી લટકત આવે; મંદ મુસક્યાની જાનિ ચિતહી ચુરાવે. ૮ લખત જનેઉ લલચત હેં ચિત્ત તેરો; એસો હિ જાની હેરી એસો હિતુ મેરો. ૯ સુદ્રા મનોહર રી ચતુરનકી દેખે; તેરી સોં તેં તનમન ઓર ન વિસેસે. ૧૦ એસી એસી બાતે સુની લગી ઉઠી સાથ; વૃંદાવનચંદ રીઝે શ્રીગોકુલનાથ. ૧૧

## શરદ પૂન્યોનું પદ :

રાગ ભૈરવ : - શ્રીગોકુલકે નાથ ફિર ગોકુલ બસાયૌ। પ્રગટ પ્રતાપ ભક્તન મન ભાયૌ ।। ૧ ।। સાચી તેરી ટેક જેસૈ નિગમન ભાખી । ભાલ તિલક માલ મરજાદા રાખી ।। ૨ ।। જબ પ્રભુ રીઝે આપ અપનપો દીયૌ । તબ તિહારૈ હૃદયકૌ સુપ્રેમ નામ લીયૌ ।। ૩ ।। શ્રીવિઠ્ઠલકુલભાન સકલ કલા ગુણનિધાન । શ્રીગોકુલનાથ ગુસાઇ કલિમેં કલ્પતરુ ।। ૪ ।। ઇતનો માંગત હો દીજીયે દરશન । અબ તજોપન આયૌ, યૌ કહત હૈ ગિરિધર ।। ૫ ।।

ભાવત્ક :- દાસ ગોપાલ (વડોદરા), રાજેન્દ્રભાઇ કડકીયા (યુ.એસ.એ)



*અમારા નિધિ કે નિધિ નહિ, એ ઝઘડામાં વૈષ્ણવોએ નથી પડવાનું. વૈષ્ણવોને માથે બિરાજતા પણ આપણે માટે તે સાક્ષાત્ છે. તેમ ન હોય તો આપણું ભજન ધર્મી ભજન મટી ધર્મ-ભજન બની જાય છે. મહાત્મ્ય ભજન એ આપણો માર્ગ નથી. શ્રીમહાપ્રભુજી સેવક ઉપર સ્વરૂપ પધરાવી આપતી વેળાએ પંચામૃત કરાવી (ભૂત શુદ્ધિ), જારી ભરી, ભોગ ધરી પોતે પ્રસાદ લેતા. આ પુરાવો પ્રત્યક્ષ છે કે શ્રીઠાકોરજી સાક્ષાત્ છે. નહિંતર આપશ્રી પ્રસાદ કેમ લે? ફક્ત ત્યારે જ પ્રસાદ ન લેવાય જ્યારે અનાચાર દેખાતો હોય. અને જ્યાં અનાચાર હોય ત્યાં શ્રીઠાકોરજી આરોગે નહિ. અને શ્રીઠાકોરજી ન આરોગે તો પછી આપણાથી કેમ લેવાય? અમારે પણ સ્વરૂપ પધરાવતી વેળાએ તેવી જ રીતે પ્રસાદ લેવાનો હોય છે. ૬૩*

*-નિ.લી.ગો શ્રીરણછોડલાલજી મહારાજશ્રી રાજનગર (અમદાવાદ)વાળાનાં વચનામૃત.*





II શ્રીગોકુલેશો જયતિ II

# ટિપ્પણી

વિક્રમ સંવત્ ૨૦૬૫ આસો સુદ પક્ષ ૧૧ થી વિક્રમ સંવત્ ૨૦૬૫ આસો વદ પક્ષ ૧૦ (ગુર્જર માસ)

સપ્ટેમ્બર ૩૦ ૨૦૦૯ થી ઓક્ટોબર ૧૩ ૨૦૦૯

| મિતિ | વાર | તારીખ | શ્રીવાલ્લભ શ્રીચતુર્થગૃહના ઉત્સવ |
|---|---|---|---|
| ૧૧-આસો સુદ | બુધ | સપ્ટેમ્બર ૩૦ | **શ્રીપાપાંકુશા એકાદશી વ્રત ।** |
| ૧૨ | ગુરુ | ઓક્ટોબર-૧ | |
| ૧૩ | શુક્ર | ૨ | |
| ૧૪ | શનિ | ૩ | શરદ પૂર્ણિમા, રાસોત્સવ । |
| ૧૫ | રવિ | ૪ | કાર્તિક સ્નાન પ્રારમ્ભ। |
| ૧-આસો વદ | સોમ | ૫ | |
| ૨ | મંગળ | ૬ | |
| ૩ | બુધ | ૭ | |
| ૪ | ગુરુ | ૮ | |
| ૫-૬ | શુક્ર | ૯ | **શ્રીમાલાજીનો ઉત્સવ (શ્રીમાલા-તિલક સંરક્ષણ દિવસ)**<br>**શ્રીગોકુલનાથ બડે મહારાજ,**<br>**તિલક માલકી રાખી લાજ।**<br>**દિલ્લી પતિકૌ પરચૌ દિયૌ,**<br>**ભક્ત મનોરથ પૂરણ કિયૌ ।** |
| ૭ | શનિ | ૧૦ | **બડે શ્રીવ્રજપતિજીનો પ્રાકટ્યોત્સવ (સં.૧૬૯૩)** |
| ૮ | રવિ | ૧૧ | |
| ૯ | સોમ | ૧૨ | |
| ૧૦ | મંગળ | ૧૩ | |

*શ્રીવાલ્લભ સિદ્ધાંતનિષ્ઠ શ્રીચતુર્થપીઠ તરફથી પ્રકાશિત ટિપ્પણીને આધારે આ પખવાડીક ટિપ્પણી.*

નોંધ :- *શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સેવક સમાજ માટે વર્ષભર આવનાર ઉત્સવ માટે કેવળ આજ ટિપ્પણી માન્ય રાખવી, એ છે. અને આ ટિપ્પણી પ્રમાણે ઉત્સવ મનાવવાં.*

**અંત સુધી સમુદ્ર જોઇ શકાતો નથી તેમ ભગવાનનું શરીર (શ્રીવિગ્રહ) (જોઇ શકાતું નથી)**(શ્રીસુબોધિનીજી ૩-૧૩-૨૦)





*।। શ્રીગોકુલેશો જયતિ ।।*

## ગુરુ શિક્ષા - ૨૪

# પુષ્ટિમાર્ગ- ગોસ્વામી શ્રીદેવકીનન્દનાચાર્યશ્રી

*હવે જે લેખમાળામાં આપણે શ્રીગુરુદેવના વચનામૃતની અમૃતધારાનું પાન કરીશું તે આપશ્રી દ્વારા કરેલ સેશન્સ ફોર યુ.એસ.એનાં ધ્વની મુદ્રણ પરથી લેખન કરેલ છે, જે જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરાના સર્વે સેવક-વૈષ્ણવોએ કરેલ છે. આપણે આ અલભ્ય વચનામૃતનું હવે રસપાન કરીશું.*

चिन्ता-सन्तान-हन्तारो यत्-पादाम्बुज-रेणवः ।।
स्वीयानां तान् निजाचार्यान् प्रणमामि मुहुर्मुहुः ।। १ ।।
यदनुग्रहतो जन्तुः सर्वदुःखातिगो भवेत् ।।
तमहं सर्वदा वन्दे श्रीमद्-वल्लभ-नन्दनम् ।। २ ।।
अज्ञान-तिमिरान्धस्य ज्ञानाञ्जन-शलाकया ।।
चक्षुर् उन्मीलितं येन तस्मै श्रीगुरवे नमः ।। ३ ।।
नमामि हृदये शेषे लीला-क्षीराब्धि-शायिनम् ।।
लक्ष्मी-सहस्र-लीलाभिः सेव्यमानं कलानिधिम् ।। ४ ।।
चतुर्भिश्च चतुर्भिश्च चतुर्भिश्च त्रिभिस्तथा ।।
षड्भिर्विराजते योऽसौ पञ्चधा हृदये मम ।। ५ ।।
गोकुलस्य तु यो गोप्ता पुष्टिसुपथरक्षिता ।।
जनिता तुर्यवंशस्य गोकुलेशं नमामि तम् ।। ६ ।।
श्रीगोकुलपतेर्नित्यं शुभदमास्पदं महत् ।।
श्रीवाल्लभमते निष्ठं तुर्यपीठं वयं नुमः ।। ७ ।।
यस्य दर्शनमात्रेण भवेन्नेत्रोत्सवो नृणाम् ।।
सदानन्द-स्वरूपं तम् देवकीनन्दनं नुमः ।। ८ ।।

આપણે શાસ્ત્રના પાયાગત વિચારથી ચાલુ કરીએ, કેમકે આપણી દૃષ્ટિથી આપણે વિચારએ તો મનુષ્યને જે અનુભૂતિઓ છે તે ગુણવત્તાનો આપણે નિર્ધઅર કરી શકીએ છીએ. અને એવી અનુભૂતિઓનો અતુટ અને અભિન્ન સંબંધ છે. તેથી કામનાઓ સાથે જેને મૂકીએ તો આપણે સવારથી સાંજના તમો પત્ની જોડે બેઠા હો અને એ દિવસની સુખદ અનુભૂતિઓ થઇ હોય તો તમે પણ અભિવ્યક્ત કરો છો, કે બહુ આનંદ આવ્યો અને આજનો

દિવસ સારો ગયો. તે સારા અને ખોટાનો જે કાંઇ માપદંડ છે તે માપદંડ સુખદ અનુભૂતિઓ, અનુકુળ અનુભૂતિઓ અથવા પ્રતિકુળ અનુભૂતિઓ અને દુ:ખની અનુભૂતિ ઉપર ઝૂકીએ છીએ અને સંપૂર્ણ તંત્ર કામનાઓ સાથે જોડાયેલો છે.

હમણાં ત્રણ ચાર દિવસ પહેલાં જ કંઇ ચર્ચા કરી અને ચતુ:શ્લોકીનો વિષય ચાલી રહ્યો છે, તો સામાન્ય રીતે મનુષ્યની સંભાવનાઓ અનંત છે-કે એને કોઇ સંખ્યામાં મૂકી શકાતી નથી. તેથી એક તો કામનાથી આપણે એના સ્વભાવના હિસાબે તેની કામનાઓને સમજીએ એટલે કામનાની કોઇ સંખ્યાનો નિર્ધાર ન કરી શકીએ. અશક્ય છે. પરંતુ કામનાના સ્વભાવથી આપણે એને નક્કી કરી શકીએ, કે કોઇપણ જાતની કામના હોય પણ અંતે કામનાનો સ્વભાવ એક હોય તે બીજા તેના રૂપ છે.

ઈચ્છા-અભિલાષાના આધારે તે વસ્તુ આપણે સમજી શકીએ અને તેના ચેતન-અચેતન માનસમાં વિચાર અને કામનાઓથી રહિત નથી રહેતો, તે એક સ્પષ્ટ વસ્તુ છે. અને તેની આ કામનાઓને જેના આધારે મનુષ્યને અનુભૂતિઓનો સ્તર નક્કી થાય છે. અને તે નિયમના આધારે તેના જીવનની ગુણવત્તાનો આપણે નિર્ધાર આપણે કરી શકીએ છીએ. આપણા શાસ્ત્રોમાં તેના ચાર વિભાગ કરવામાં આવ્યાં છે. જેણે આપણે ધર્મ, અર્થ, કામ અને મોક્ષની સંજ્ઞાઓ આપી છે.

એક સામાન્ય આપણે વિચાર કરીએ કે એક ખેડૂત જે બિલકુલ અંગૂઠા છાપ છે, અને એને ખેતરમાં વાવવા બીજ જોઇએ. એ બીજની ઝંખના કરી રહ્યો છે, કે ગમે તેમ કરીને આ વખતે સારૂ બિયારણ મારા ખેતરમાં વાવવા માટે જોઇએ છે. કદાચ તે માટે તે પોતાની જમીનનો અવલોકન કરે છે, કે જે વાવવું છે, તેનું બિયારણ હોવું જોઇએ, કે માલ-સામગ્રીનો ઉપયોગ કરે છે, તે ઉત્તમ ગુણવત્તા ધરાવતો હોવો જોઇએ. વગેરેની ચકાસણી એક સામાન્ય અંગૂઠા છાપ ખેડુત કરતો હોય છે.

અરે આજે તો આપણે એ પણ જોવામાં આવે છે કે ઘરમાં હજી બાળક જન્મ્યો છે, હજી તો પુરો વરસનો થયો નથી અને તેની માટે યોજના ઘડવા માંડે કે મારા બાળકને ક્યાં ભણવા મૂકીશ? કેવી કફોડી સ્થિતિ છે! આજથી ૧૦૦ વર્ષ પહેલાં કે ૫૦ વર્ષ પહેલાં સુધી આપણે આપણો જૂનો સમય યાદ કરશો તો ખ્યાલ આવશે કે ભણતરનું લક્ષ્ય કેવળ કમાણી માટે તૈયાર થઇ જવું તેવુ ન હતું. તેના જીવનમાં, બીજા એવા જીવનને વિકાસના માર્ગે લાવવા માટે હતું. પરંતુ છેલ્લા ૨૦ વર્ષના તબક્કે અત્યારે જુઓ કે અત્યારે સંપૂર્ણ પણે મનુષ્યનાં જીવનમાં માનવ બનાવવાનો પ્રયાસ પણ આ શિક્ષણમાં નથી.

સિવાય કે તેને એક પૈસો કમાવવાનું યંત્ર બનાવી દેવામાં આવે છે. અને એ શિક્ષણ અત્યારે આપણને દેશના તંત્રે માનવના જીવનને પણ પૈસાના મૂલ્યથી તેનો નિર્ધાર કરી આપ્યો છે. આજે કોઇપણ અદાલતમાં જઇએ અને અદાલતમાં મનુષ્યના જીવનની કિંમત રૂપિયામાં અંકિત થાય છે. જ્યારે આવી પરિસ્થિતિ આવી ગઇ





છે, તેનું કારણ એ છે કે આપણી જે એક ચેતના હતી, જે ચેતનામાં વિદ્યાનું સ્તર હતું તે સ્તર આજે ક્યાં ચાલી ગયું છે, એ પણ આપણે જોઇ શકીએ છીએ.

અને આ જીવનના ધાર્મિક ક્ષેત્રમાં જુઓ તો ખ્યાલ આવશે કે ભારતવર્ષમાં કોઇ વખતે (પ્રાચીન સમયે) જીવન, સંસ્કૃતિ કે ધર્મ જુદા નથી રહ્યાં. એક સાથે તાણાવેલા થયેલાજ હતાં. એક જ વસ્તુના આ ત્રણ જુદા જુદા ભાગ છે. આપને એને જીવન શૈલી કહીએ છીએ, અથવા તો એને આપણે ધર્મ કહીએ છીએ, અથવા તો આપણે સંસ્કૃતિ-સભ્યતા કહીએ છીએ! એ બધી વસ્તુ એકજ હતી. પણ આજે આપણે જોઈએ છીએ કે આ ત્રણે એકજ વસ્તુ અલગ અલગ થઇ ગયું છે. અને તેમાં પણ ધર્મ વિષે જોઇએ તો આપણને ખ્યાલ આવશે કે આજે ધર્મમાં જે કાંઇ યત્ન થઇ રહ્યાં છે, તે યત્નો અંતમાં પૈસાની બાજું છે, કે ગમે તે રીતે પૈસા આવે. તેથી અમુક કહેવાતા ધાર્મિકો એમ કહેતા ખચકાતા નથી કે આ બે મહિનામાં અમારા મંદિરે આટલી કમાણી કરી.

આજે આ અભિવ્યક્તિ સામાન્ય થઇ ગઇ છે અને તે કહેતાં કોઇને શરમ-સંકોચ નથી. એટલે આ બધા વિષયોમાં જો તમે વર્ગીકરણ કરશો તો અંતે તો આ બધી કામનાઓ અર્થ સંબંધી છે. એક ખેડૂતથી લઇને છેક તથા-કથિત (કહેવાતા) જે અલૌકિક સ્થાને બેસેલી વ્યક્તી પણ જે કંઇ પણ એના પ્રયાસ છે, એનું ચિંતન છે, તેનું જે કાંઇ પણ યોજનાઓ છે જે કાંઇ અમલીકરણ થઇ રહ્યું છે તે બધી વસ્તુઓનો આધાર અર્થની ઝંખના ઉપર ચાલી રહ્યોં છે. સર્વ પાસાઓને સમન્વય કરીશું તો આપણને ખ્યાલ આવશે કે આ સર્વે લૌકિક અર્થ સંબંધી કામનાઓ છે.

તો આવી જ રીતે ધર્મ, અર્થ, કામ અને મોક્ષની વિવિધતા એટલે બતાવી કારણકે ખેડૂતથી લઇને તથા-કથિત ધર્માચારી સુધી, ધર્મના સ્થળ સુધી. એક સામાન્ય મજુરને પુછો કે ભારતવર્ષમાં આજની તારીખમાં, આજથી પાંચ વર્ષ પછી ક્યાં જઇ અટકશે? તો તે કહેશે, મને ખબર નથી, કે મને તેનો વિચાર કરતાં ગભરામણ થાય છે. પણ આજની તારીખમાં ભારતવર્ષમાં એક મજૂરવર્ગનો માનવી પણ આ વાત જાણે છે.

કદાચ તે આત્માની વ્યાખ્યા ન આપી શક્તો હોય તો ભલે, કે તે અભિલાષા ન કરી શક્તો હોય, પણ એટલું તો તે કહેશે કે આ સારું કાર્ય છે, તેનાથી પુણ્ય થશે અને આત્માનો લાભ થશે. તો એનો અર્થ આપ સમજું વર્ગ સમજી જશો, કે આનો શો અર્થ છે?

**શ્રીગુરુચરણના વચનામૃત સેસન્સ ફોર યુ.એસ.એમાંથી સાભાર**

સંકલન :- સર્વે જૈ જૈ શ્રીગોકુલેશ પરિવારજન, વડોદરા







# માર્ગીય દીક્ષા મન્ત્ર સમજ

## મહદ્વિમૃગ્ય ભક્તિયોગ - ૧

..ગતાંકથી આગળ

**દેવોસુરો મનુષ્યો વા યક્ષો ગન્ધર્વો એવ વા ।**

**ભજન્મુકુન્દચરણં સ્વસ્તિમાન્ સ્યાદ્યથા વયમ્ ।।**

(શ્રીભાગવત.૭.૭.૫૦)

અર્થાત્ :- દેવ, દાનવ, મનુષ્ય, યક્ષ, ગન્ધર્વ, કોઇપણ યોનિમાં જન્મ પામીને પણ મુકુન્દના શ્રીચરણનું સેવન કરે, અને કલ્યાણ પ્રાપ્ત કરે છે જેમ એમ.'

આ પ્રહ્લાદજીના વાક્યથી પણ ભગવદ્ભક્તિ કરવાનો અધિકાર જીવમાત્ર છે, તો પણ શીઘ્ર ફળે તેવો અધિકાર તો ઉપર કહેલા અધિકારીઓનો જ છે એમ સમજવું. બ્રહ્મસમ્બન્ધ ગ્રહણ કરવા માટે આ અધિકારી ઉત્તમ છે કે મધ્યમ તેનો નિર્ણય ભજનમાં ઉત્કટ આદર, તેને ઉત્પન્ન કરનાર ગુરુની સેવા, સેવામાં અનુકૂલ થાય તેવા પ્રશ્ન, માર્ગ ઉપર રૂચિ, વેષ, ભાષા, આચાર વિચાર આદિથી કરવો જોઇએ. પ્રહ્લાદજી કહે છે કે જેમ મેં દાનવ હોવા છતાં ભગવદ્ભજન કરી કલ્યાણ પ્રાપ્તિ કરી તેમ દરેકે કરવી. તેમાં નિકૃષ્ટ યોનિમાં જન્મેલો હોવાથી ભગવદ્ભજનમાં મારો અધિકાર છે કે નહિ તેનો વિચાર કરવો નહિ. કારણકે ભગવદ્ ભજનમાં બધા જ અધિકારી જ છે. કોઇ પ્રથમ પાપાચરણવાળો હોય અને પાછળથી ભગવન્માર્ગમાં ઉત્કણ્ઠા રાખતો હોય તો તેને પણ ઉપદેશ આપવો જ. કારણકે શ્રીગીતાજીમાં અર્જુનના પ્રતિ ભગવાને આજ્ઞા કરેલી છે કે :-

**અપિ ચેત્સુદુરાચારો ભજતે મામનન્યભાક્ ।**

**સાધુરેવ સ મન્તવ્યઃ સમ્યગ્વ્યવસિતો હિ સઃ ।।**

**અર્થ** :- પ્રથમ અત્યન્ત દુરાચરણવાળો હોય છતાં પાછળથી અનન્ય થઇ મારું (ભગવાન શ્રીકૃષ્ણ) ભજન કરતો હોય તો તે સાધુ જ જાણવો; કારણકે તેણે ભગવત્સેવા કરવાનો નિશ્ચય કર્યો છે. આમાં પ્રથમ પાપાચારીને પણ ઉત્તમ માનવાનું કહેલું છે.

તેનું કારણ એ છે કે પ્રથમ ભલે તે દુરાચારી હોય પરંતુ પાછળથી ભગવત્સેવાનો અનુરાગી બનવાથી ધીરે ધીરે તે ધર્માત્મા બનવાનો સંભવ છે. તે વિષયમાં ભગવાન શ્રીકૃષ્ણ શ્રીગીતાજીમાં આ પ્રકારે આજ્ઞા કરે છે :-





**ક્ષિપ્રં ભવતિ ધર્માત્મા શશ્વચ્છાન્તિં નિગચ્છતિ ।**

**કૌન્તેય પ્રતિજાનીહિ ન મે ભક્ત પ્રણશ્યતિ ।।**

અર્થ :- પ્રથમ પાપાચરણવાળો પણ મારી ભક્તિ કરતાં કરતાં શીઘ્ર ધર્માત્મા બને છે અને મને પ્રાપ્ત થઇ કાયમની શાંતિ પ્રાપ્ત કરે છે. હે અર્જુન ! તું પ્રતિજ્ઞા કર કે મારો ભક્ત નાશ પામતો નથી.

*આ ભગવદ્વાક્યથી સિદ્ધ થાય છે કે મનુષ્ય પ્રથમ ગમે તેવો હોય તો પણ અનન્ય ભક્તિથી તે ધર્માત્મા બને છે અને ભગવદ્ પ્રાપ્તિ કરે છે. માટે પ્રથમ પાપાચરણી પણ ભગવન્માર્ગમાં ઉત્કણ્ઠા રાખતો હોય તો તે મન્ત્રોપદેશ આપવા યોગ્ય જ છે. વળી, જે પ્રથમથી પોતે ભક્તિમાર્ગમાં ઉત્કંઠાવાળો નથી પણ સત્સંગથી કિંવા બાપદાદાનો ધર્મ સમજી ઉપદેશ ગ્રહણ કરવા આવે તો તેને પણ ઉપદેશ આપવો. પરંતુ તેના ઉપર ભગવત્કૃપા છે કે નહિં, તેનો નિશ્ચય ન હોવાથી તેણે ગ્રહણ કરેલો મન્ત્રોપદેશ ફળશે કે કેમ, તેનો નિશ્ચય થઇ શક્તો નથી.*

તો પણ તેવાઓને મંત્રોપદેશ તો આપવામાં આવે છે તેથી ઉપદેશ કરનારાઓ (શ્રીગુરુ સ્થાને બિરાજમાન શ્રીગુરુદ્વાર સમાન શ્રીગુરુદેવ) ઉપર દોષ પ્રાપ્ત થતો નથી, કારણકે સત્સંગ વગેરેથી તેને પણ ફલપ્રાપ્તિ થવાના સંભવને લઈને તેને ઉપદેશ આપવામાં આવે છે. **પણ માર્ગનાં તત્ત્વોનો બોધ કરવામાં તેની પરીક્ષા કરવી**. અને પાછળથી જો તેનો ભગવદ્ધર્મમાં આગ્રહ દેખાય તો : -

**યથા યથા હરિઃ કૃષ્ણો મનસ્યાવિશતે નિજે ।**

**તથા તથા સાધનેષુ પરિનિષ્ઠા વિવર્ધતે ।।**

અર્થ :- જેમ જેમ શ્રીહરિ શ્રીકૃષ્ણ મનમાં પ્રવેશ કરે છે, તેમ તેમ ભગવદ્ધર્મોમાં આગ્રહ વધતો જાય છે. આ શ્રીમહાપ્રભુજીના વચનાનુસાર તેના ઉપર ભગવદ્ કૃપા સમજી માર્ગની રીતિ પ્રમાણે માર્ગનાં તત્ત્વોનો તેને બોધ કરવો. પરંતુ ઔદાસીન્ય (ઉદાસિનતા) રાખતો હોય તો તેને બોધ કરવો નહિ. રાખતો હોય તો તેને બોધ કરવો નહિં. અને જો બહિર્મુખતા જોવામાં આવે તો તેની ઉપેક્ષા કરવી. આ બાબત એકાદશસ્કન્ધમાં યોગેશ્વરના વાક્યોમાં ભગવદીયનાં લક્ષણમાં કહ્યું છે કેઃ-

**ઇશ્વરે તદધીનેષુ બાલિશેષુ દ્વિપત્સુ ચ ।**

**પ્રેમમૈત્રીકૃપોપેક્ષા યઃ કરોતિ ય મધ્યમઃ ।।**

અર્થ :- 'જે ઈશ્વર ઉપર પ્રેમ કરે, ભગવદીયો સાથે મૈત્રી કરે, અજ્ઞાની ઉપર કૃપા રાખે, અને દ્વેષ કરનારની ઉપેક્ષા કરે તે મધ્યમ ભક્ત સમજવો'. શ્રીગુસાંઈજી પણ વિજ્ઞપ્તિમાં કહે છે કે, જેઓએ નિવેદન કર્યું નથી, તેમની સાથે સદા ઉદાસીનતાથી રહેવું, અને જેઓએ નિવેદન કર્યું હોય છતાં પ્રાવાહિક હોય તો





સદા તેમની ઉપેક્ષા કરવી, આ સમ્પૂર્ણ કથનનું તાત્પર્ય એવું નિકળે છે કે, ઉપર જણાવ્યા પ્રમાણે જેઓ બ્રહ્મસમ્બન્ધ મન્ત્રોપદેશના મુખ્ય અધિકારી છે, તેઓની મન્ત્રોપદેશ ગ્રહણ કરવા માત્રથી જ દોષોની નિવૃત્તિ નિ:શેષરૂપે થઇ જાય છે. જ્યારે બીજાઓને મન્ત્રોપદેશ લેવા માત્રથી તો તેઓના અધિકારના પ્રમાણમાં દોષનિવૃત્તિ થાય છે, પણ ભગવત્સેવાના નૈરન્તર્યથી નિ:શેષ દોષનિવૃત્તિનો સંભવ છે.

**શિષ્ય** :- કૃપાનાથ! બ્રહ્મસમ્બન્ધ મન્ત્રોપદેશ લેવાથી સર્વ દોષોની નિવૃત્તિ થાય છે એ તો હવે હું આપની કૃપાથી સમજ્યો, પરંતુ તે દોષો ફરીને જીવમાં ઉત્પન્ન ન થાય તેવો કોઇ ઉપાય હોય તો તે આજ્ઞા કરો, કારણકે દોષને ઉત્પન્ન કરનાર દેશ, કાલ, કર્મ, વગેરે વિદ્યમાન્ હોવાથી તેઓની સાથે સંયોગ તથા સ્પર્શ થવાનો પણ સંભવ હોવાથી **સંયોગજ** અને **સ્પર્શજ** દોષો તો ફરીને ઉત્પન્ન થવાના જ.

**ગુરુદેવ** :- જે પદાર્થો દેખવામાં આવતાં હોય તેવા પદાર્થોનો સંયોગ તથા સ્પર્શ થવા સંભવ છે, ઉદૃષ્ટ પદાર્થનો સંયોગ તથા સ્પર્શ થવા સંભવ નથી એ તો ખુલ્લું જ છે. જ્યારે એમ છે ત્યારે **સંયોગજ** તથા **સ્પર્શજ** દોષોનાં ઉત્પાદક પ્રારબ્ધકર્મ, દેશ, કિંવા, કાલ ઉપલા બે દોષોને ઉત્પન્ન કરશે તે પણ દૃષ્ટ સામગ્રી પ્રાપ્ત કરાવીને જ કરશે. કારણકે ઉપર આપણે સમજી ગયા તેમ સંયોગ અને સ્પર્શ દૃશ્ય પદાર્થોનો જ થવા સંભવ છે, ત્યારે ઉપલા બે દોષો પણ ઉત્પન્ન ન થઇ શકે તેનો ઉપાય પણ સ્પષ્ટ થઇ ગયો અને તે એ કે, જે દેશમાં તથા જે કાલમાં આપણાં પ્રારબ્ધ આપણને જે પણ કંઇ પદાર્થ મેળવી આપે તે પદાર્થ પ્રથમ ભગવાનને અર્પણ કર્યા પછી જ આપણા ઉપયોગમાં લેવો.

જેમ કરવાથી પદાર્થગત દોષ નિવૃત્ત થઇ તે પદાર્થ શુદ્ધ સ્વરૂપે આપણા ઉપયોગમાં આવશે અને શુદ્ધ સ્વરૂપે આપણા ઉપયોગમાં આવશે ત્યારે દોષ પણ ઉત્પન્ન નહિ કરી શકે, સદોષ વસ્તુનો ઉપયોગ જ આપણામાં દોષ ઉત્પન્ન કરી શકે. માટે દરેક પદાર્થને પોતાના ઉપયોગમાં લેતાં પહેલાં તેમાં રહેલા દોષની નિવૃત્તિ કરવા સારૂં નિર્દોષ સ્વરૂપ પ્રભુને તે પદાર્થ અર્પવો. એમ કરવાથી જીવોમાં ફરીને દોષ ઉત્પન્ન થશે નહિ. માટે જ શ્રીમહાપ્રભુજીએ આજ્ઞા કરી કે :-

**અસમર્પિતવસ્તૂનાં તસ્માદ્વર્જનમાચરેત્ ।**

અર્થ :- કારણકે ભગવાન્‌ને અર્પિત થયા સિવાય દોષોની નિવૃત્તિ થતી નથી માટે અણપ્રસાદી વસ્તુઓનો વૈષ્ણવોએ હંમેશા ત્યાગ કરવો.

**શિષ્ય** :- બ્રહ્મસમ્બન્ધ મન્ત્રોપદેશ ગ્રહણ કર્યા પછી કર્મ, દેશ, કાલ, આદિથી ફરીને દોષ ઉત્પન્ન ન થાય તે માટે આપશ્રીએ અણપ્રસાદી ચીજનો ઉપયોગ જીવને કરવો, એવી આજ્ઞા કરી તે યથાર્થ છે, પરંતુ તેમાં એક બીજી શંકાને સ્થાન મળે છે કે, જે પદાર્થો બ્રહ્મસમ્બન્ધ લેતી વખતે આપણે શ્રીઠાકોરજીને નિવેદન કરી દીધાં તે





પદાર્થો( જેવા કે દેહ, ધન, ઘર, સ્ત્રી, પુત્ર, વગેરે) ઉપર તો ત્યારથી શ્રીઠાકોરજીની સત્તા થઇ ત્યારે તે શ્રીઠાકોરજીની સત્તાવાળા પદાર્થો આપણા ઉપયોગમાં પછીથી કેમ લઇ શકાય? પ્રારબ્ધવશાત્ વિદ્યમાન દેહાદિનો નિર્વાહ તો ભગવદીય અન્નાદિથી આપણે કરીએ જ છીએ, ત્યારે તેવો ઉપયોગ ભગવત્સેવામાં પ્રતિબન્ધક નહિ થાય?

ગુરુદેવ :- **નિવેદિભિઃ સમર્પ્યૈવ સર્વં કુર્યાદિતિ સ્થિતિઃ ।**

બ્રહ્મસમ્બન્ધ મન્ત્રોપદેશ લેતી વખતે ભગવાન્‌ને નિવેદન કરાયેલ પદાર્થો વડે લૌકિક-વૈદિક બધું કરવું પરંતુ પ્રભુને સમર્પણ કર્યા પછી જ, એવી ભક્તિમાર્ગની દોષરહિત મર્યાદા છે, *અત્ર નિવેદિભિઃ* એ કારણમાં તૃતીયા છે, તેથી દેહાદિના નિર્વાહમાં કારણભૂત-અસાધારણ-કારણભૂત-એવા પદાર્થોથી, ભગવાન્‌ને ભાનપૂર્વક અર્પણ કરીને જ જીવે પોતાનો બધો વ્યવહાર કરવો. તેમ કરવાથી ભગવદીય પદાર્થોને પોતાના ઉપયોગમાં લીધાનો દોષ પ્રાપ્ત થશે નહિ. માટે જ ઉદ્ધવજીએ આ બાબતમાં શ્રીકૃષ્ણના પ્રતિ વિનંતિ કરવાં કહ્યું છે કે :-

**ત્વયોપભુક્તસ્રગ્ગન્ધવાસોલંકારચર્ચિતાઃ ।**
**ઉચ્છિષ્ટભોજિનો દાસાસ્તવ માયાં જયેમ હિ ।**

અર્થ :- આપનાં પ્રસાદી પુષ્પમાલા, ગન્ધ, વસ્ત્ર અને અલંકારથી અલંકૃત તથા આપના ઉચ્છિષ્ટનું ભોજન કરનારા અમે દાસો આપની માયાનો જય કરી લઇએ છીએ આ વાત નિશ્ચિત છે, આ ઉદ્ધવ વાક્યથી સિદ્ધ થાય છે કે ભગવાને આરોગેલ અન્નાદિક ભગવાને આપેલો મહાપ્રસાદ છે એમ સમજી દાસોએ પોતાના ઉપયોગમાં લેવાં. વળી, નિવેદન કર્યાથી અન્નાદિક પદાર્થો જેમ ભગવાન્‌નાં બન્ને છે, તેમ તેનો દેહ પણ ભગવાન્‌ની જ માલેકીનો બને છે, એટલે કે નિવેદન કરવાથી અન્નાદિક પદાર્થો ભગવાન્‌ના બન્ને છે અને દેહ ભગવાન્‌નો બનતો નથી, એમ તો થતું જ નથી, ત્યારે, પોષ્ય-દેહ-અને પોષક-અન્નાદિક પદાર્થો-બન્ને ભગવાન્‌નો થયેલા હોવાથી ભગવત્સ્વામિક દેહને ભગવત્સ્વામિક પદાર્થોથી પોષવામાં કંઇ પણ દોષ હોઇ શકે નહિ. સ્ત્રીપુત્રાદિક ચેતનનો ભગવત્સેવામાં યોજીને, ગૃહ, દ્રવ્ય વગેરે અચેતનનો ભગવદર્થ ઉપયોગ કરીને, અન્ન વગેરેનો નૈવેદ્યરૂપે, વસ્ત્ર અલંકાર આદિનો સમયાનુસાર તેમજ ઋતુત્વાનુસાર ભગવાનને ધરાવીને વિનિયોગ કરાવવો. આ પ્રમાણે દરેક પદાર્થનો યથાયોગ્ય વિનિયોગ કરીને જ તે પદાર્થ પોતાના ઉપયોગમાં લેવો, કે જેથી કોઇ પણ પ્રકારની દોષોત્પત્તિ પુનઃ જીવમાં થાય નહિ.

(...ક્રમશઃ)

સંકલનઃ- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા





# સિદ્ધાંત રહસ્ય

..ગતાંકથી આગળ

લોકમાં સેવક શ્રીસ્વામીની આજ્ઞા પ્રમાણે કરે છે. શ્રીમહાપ્રભુજી દામોદરદાસજીને આજ્ઞા કરે છે કે 'આજસું દસ જન્મકો અંતરાય હૈ'. દામોદારદાસજીએ આજ્ઞાને સ્વીકારી લીધી છે. સિદ્ધાંત રહસ્ય ગ્રંથમાં શ્રીઆચાર્યજીએ સ્વ-સિદ્ધાંતનું રહસ્ય પ્રકટ કર્યું છે, તેવી રીતે દામોદરદાસજીની વાર્તા પુષ્ટિભક્તિનું રહસ્ય છે. પ્રેમલક્ષણા ભક્તિ જ પુષ્ટિ ભક્તિની અવધિ અવસ્થા છે, અને એ મુખ્ય રહસ્ય પણ. દામોદારદાસજીને પ્રેમલક્ષણા ભક્તિ દઢ થઇ ચુકી છે. અર્થાત્ સિદ્ધાંત રહસ્ય ગ્રંથનો હાર્દ ભાવ પ્રેમલક્ષણા ભક્તિ છે.

જેમ શ્રીમહાપ્રભુજીએ દામોદરદાસજીને પ્રથમ બ્રહ્મસમ્બન્ધ દીક્ષાનું દાન કર્યું, તેજ પ્રમાણે શ્રીમહાપ્રભુજીના દ્વિતીયાત્મજ શ્રીવિઠ્ઠલનાથજી - શ્રીગુસાંઈજી પ્રભુચરણે પ્રથમ બ્રહ્મસમ્બન્ધ દીક્ષાનું દાન આપશ્રીના સેવક એવા નાગજી ભટ્ટને દીધું છે. જેમ શ્રીમહાપ્રભુજી દામોદરદાસજીને દમલાં કહેતાં, તેમ શ્રીગુસાંઈજી નાગજી ભટ્ટને નાગિયા કહેતા. જેમ દામોદરદાસજી શ્રીમહાપ્રભુજીના સ્વરૂપમાં સદા મગ્ન રહે છે, તેમ નાગજી ભટ્ટ શ્રીગુસાંઈજીના સ્વરૂપમાં સદા મગ્ન રહે છે. તેથી તેમણે શ્રીગુસાંઈજીએ શ્રીઠાકોરજીની સેવા અલગ કરીને નથી પધરાવી. નાગજી ભટ્ટનો સર્વ સમર્પણ ભાવ શ્રીગુસાંઈજીમાં સિદ્ધ છે. તેથી ઉત્તમ પ્રકારની કેરી શ્રીગુસાંઈજીને અરોગાવી અને સાડી શ્રીરુક્મિણીજીને ધરાવી.

દામોદરદાસજીની જેમ નાગજી ભટ્ટ પણ શુદ્ધ પુષ્ટિના અધિકારી છે અને માનસી સેવા થકી નિવેદિભિઃ સમર્પ્યૈવ સર્વં કુર્યાદ્, ની અવસ્થા અવિરત વિલંસે છે. જેના હૃદયમાં માર્ગનું સર્વ રહસ્ય શ્રીઆચાર્યજી શ્રીગુસાંઈજી સ્થાપિત કરે છે એ ભગવદીય સિદ્ધાંત રહસ્ય ગ્રંથની ફલાવસ્થામાં વિલસે છે.

પ્રભુ તો પોતે એક જ છે, વ્યાપક છે; છતાં જગત વગેરે વિવિધ સ્વરૂપે કેમ થાય છે? તેનું કારણ શું? આ પ્રશ્ન ઉપર વિચાર ચલાવવામાં મનુષ્ય બુદ્ધિના અવનવા તર્કો કંઇ સાધનરૂપ થઇ પડતા નથી. ઉપરના પ્રશ્નનું સમાધાન જાણવા માટે ભગવતી શ્રુતિ જ શરણ છે, તો હવે શ્રુતિ જ ઉપદેશે છે કે :- હુ એક છું, છતાં બહુ સ્વરૂપે થાઉં, અર્થાત્ પ્રભુ બહુ સ્વરૂપે થવામાં કંઇ બીજું કારન નથી; એ તો પ્રભુની ઇચ્છાને આધીન છે.

પ્રભુ બહુ સ્વરૂપે થવાની ઇચ્છા શા માટે કરે છે? એનું પણ રહસ્ય શ્રુતિ જ સમજાવે છે. પ્રભુ પોતે એકલા જ કંઇ રમણ કરે છે; પણ બીજો બધો પરિકર હોય તો રમણ કરે. આવી મૂલ ઇચ્છાને લઇને પ્રભુ બહુ સ્વરૂપે થાય છે. શ્રુતિએ વર્ણવેલાં આ ઉજ્જવલ તાત્પર્ય ઉપર આપણા સિદ્ધાંતોનો મોટો આધાર છે. એમાં બીજું કોં નિયામક નથી. માટેજ ભગવદ્ રસ નિમગ્ન શ્રીહરિરાયજી આજ્ઞા કરે છે કે : આ માર્ગમાં (પુષ્ટિમાર્ગ) પ્રભુની ઇચ્છા જ સર્વ સ્થળે કારણ છે. આ શ્રુત્યુક્ત મંતવ્યને આધારે આ પુષ્ટિમાર્ગ પણ પ્રભુની





ઈચ્છાથી જ પ્રકટ થયેલો છે, એમ નિ:સંદિગ્ધ કહેવામાં કંઇ હરકત નથી. આ માર્ગમાં પ્રભુની ઈચ્છા કેવી છે, અને કેવી ઈચ્છાને લઈને આ માર્ગ પ્રકટ થયેલો છે, એનું સ્વરૂપ શ્રીગોકુલેશજી સ્પષ્ટ કરે છે.

શ્રીગોકુલાધીશ (શ્રીકૃષ્ણ) પ્રભુની એવી ઈચ્છા થઇ કે અત્યંત પ્રિય પુષ્ટિમાર્ગ (જેને પ્રથમ પ્રકટ કરવાનું માન શ્રીવ્રજસીમંતિનીયોને જ ઘટે છે.) ફરી એક વકત પ્રકટ થાય તો સારૂં. પ્રભુએ પોતાની ઈચ્છા પૂર્ણ કરવા વિચાર કર્યો કે આ માર્ગ પ્રકટ કરવાનું સામર્થ્ય કોનામાં છે? વિચાર કરતાં સમજાયું કે, આ માર્ગને પ્રકટ કરવાનું સામર્થ્ય તો સ્વમુખારવિંદરૂપ શ્રીવલ્લભાચાર્ય જ ધરાવે છે, ઈતરમાં એવું સામર્થ્ય સંભવતું નથી. પછી આપે શ્રીઆચાર્યજીને પુષ્ટિમાર્ગ પ્રકટ કરવા આજ્ઞા કરી.

આચાર્યશ્રી પણ શ્રીપ્રભુના અભિપ્રાયને સમજીને આજ્ઞાનુસાર ભૂતલમાં પ્રકટ થયા. પ્રકટ થઈને પુષ્ટિમાર્ગને પ્રકટ કર્યો. પુષ્ટિમાર્ગ એટલે શું? તેમાં રહેલી ભક્તિનું રહસ્ય કેવું છે? અને તેમાં સેવ્ય કોણ છે? વળી સેવાનો પ્રકાર કેવો છે? આ બધું પ્રમાણોના આધાર સાથે (નહિં કે મન:કલ્પિત) બતાવ્યું, અને તેની સાથે પૂજામાર્ગથી આ માર્ગ કેટલો વિલક્ષણ છે, એ પણ પોતે સ્પષ્ટ ઉપદેશ્યું. વળી દરેક માર્ગમાં ચાર પુરુષાર્થ, વિવેક, ત્યાગાદિ હોય છે, તે બધાનો આ માર્ગ સાથે ભેળસેળ થવાનો પ્રસંગ ન આવે માટે આ માર્ગમાં પુરુષાર્થ વગેરે બીજા પૂજામાર્ગથી વિલક્ષણ છે, અને તે જ શાસ્ત્રયુક્ત અને હૃદયને પ્રિય થવા તેવા છે; એમ પ્રકટ કર્યું.

આટલું છતાં તે એજ કે કેમ પૂજામાર્ગમાં પૂજા માટે અમુક દોષની નિવૃત્તિ થવા કર્મ બતાવ્યાં છે, તેમ આ માર્ગમાં હજુ સુધી પ્રકટ નથી થયું, એટલે કે પૂજામાર્ગમાં પૂજા કરવા માંડ્યા પહેલાં અમુક દોષોની નિવૃત્તિ માટે અમુક કર્મો બતાવ્યા છે. તેમ આ માર્ગના સેવ્ય, સેવા વગેરે સર્વ ઉપદેશ્યું, પણ દોષ નિવૃત્તિનો ઉપાય એકે પણ સૂચવ્યો નહિ.

**રહસ્ય** :- આ માર્ગમાં પૂજામાર્ગની જેમ મૂર્તિપૂજા કરવામાં આવતી નથી, પરંતુ સાક્ષાત્ આનંદમય શ્રીપ્રભુની સેવા કરવામાં આવે છે. મૂર્તિપૂજા એટલે દેવ ઉપર શ્રદ્ધા થવા માટે અમુક આકારની કરવામાં આવતી પૂજા તે પૂજા મૂર્તિને ખાસ દેવ માનીને કરવામાં આવતી નથી; પણ દેવ તો એથી જુદા છે, અને આ તો તેના ઉપર શ્રદ્ધા થવા માટે જ કરવામાં આવે છે. વળી વારંવાર પૂજા કરતી વખતે દેવ કંઇ નાસી ગયા હોય એમ તેમને બોલાવવામાં આવે છે. અને પછી પાછા વિદાય કરી દેવામાં આવે છે! દેવને વિદાય કરવા અને પાછા બોલાવવા એ ઉપરથી જ મૂર્તિને દેવસ્વરૂપ માનવામાં નથી આવતી એ મુદ્દાને ટેંકો મળે છે.

આ માર્ગમાં તેથી ઉલટું જ છે. આ માર્ગમાં જેની સેવા કરવામાં આવે છે, તેને તેમની મૂર્તિ (સ્વરૂપ) સમજીને નહિ, પરંતુ સાક્ષાત્ પ્રભુ સમજીને તેમને સેવા માટે ખાસ કરી બોલાવવામાં આવતા નથી, કેમકે એ





તો સાક્ષાત્ બિરાજે છે. વળી તેમને વિદાય પણ કરી દેવામાં આવતા નથી, કેમકે સેવકોને તેમનો વિયોગ અસહ્ય લાગે છે. આ માર્ગની વિલક્ષણતા લક્ષમાં રાખવી.

આપણા માર્ગમાં જે સેવ્ય છે, તેનું સ્વરૂપ શ્રુતિ વગેરે નીચે મુજબ વર્ણવે છે. **યૌ વૈ ભૂમા તત્સુખમ્** -જે મહાન્ છે, તે સુખસ્વરૂપ છે. **કૃષિર્ભૂવાચકઃ શબ્દો ણશ્ચ નિર્વૃત્તિ વાચકઃ। તયૌરૈક્યં પરંબ્રહ્મ કૃષ્ણ ઇત્યભિધીયતે ।।** - કૃષ્ણશબ્દમાં કૃષ્ શબ્દ સત્તાને સૂચવે છે, અને ણ શબ્દ સુખને જણાવે છે. તે બન્નેની એકતા તે જ પરંબ્રહ્મ શ્રીકૃષ્ણ કહેવાય છે.

**નિર્દોષપૂર્ણગુણવિગ્રહ આત્મતન્ત્રો નિશ્ચેતનાત્મક શરીર ગુણૈશ્ચ હીનઃ । આનન્દમાત્ર કરપાદમુખોદરાદિઃ સર્વત્ર ચ સ્વગતભેદવિવર્જિતાત્મા ।** - નારદપંચરાત્રમાં પણ શ્રીપ્રભુના સ્વરૂપનો પરિચય કરાવવામાં આવ્યો છે. ભગવાન્ કોઈપણ દોષથી રહિત પૂર્ણગુણયુક્ત શરીરવાળા છે. સ્વતંત્ર છે. વળી ચેતન રહિત શરીરના ગુણો તે શ્રીપ્રભુમાં નથી. (લૌકિક ગુણથી રહિત છે.) શ્રીપ્રભુના શ્રીહસ્ત, શ્રીચરણ, શ્રીમુખારવિંદ, શ્રીઉદર વગેરે સર્વ આનંદસ્વરૂપ જ છે. (લોકની માફક પંચમહાભૂતનાં નથી). વળી શ્રીપ્રભુ સર્વત્ર સ્વગતાદિ ભેદથી રહિત છે. ભેદ ત્રણ જાતના છે. સજાતીય, વિજાતીય, સ્વગત. આ ત્રણે ભેદ પ્રપંચમાં સર્વત્ર છે. વૃક્ષમાં ત્રણ ભેદ રહેલા છે. જેમ આમ્રવૃક્ષમાં લીમડાનો ભેદ, બીજો ભેદ પત્થરનો છે. ત્રીજો ભેદ પોતાનામાં રહેલા પાંદડાં, પુષ્પ, શાખાઓ વગેરેથી છે.

શ્રીવ્યાસજીના બ્રહ્મસૂત્ર ઉપરના ભાષ્યમાં પણ શ્રીઆચાર્યજી આવો જ નિર્ણય કરે છે. **મુક્તોપસૃપ્યવ્યપદેશાત્**. ઉપરના સર્વ પ્રમાણદલથી આ માર્ગમાં આનંદ જ આકાર વાળા રસાત્મક પૂર્ણપુરુષોત્તમ શ્રીકૃષ્ણ જ સેવ્ય છે.

હવે વિચાર કરવાનો કે, આપણા સેવ્ય પ્રભુ તો સર્વ દોષથી રહિત છે, અને સેવા કરનારા આપણા જેવા આધુનિકો તો કલિયુગના દોષથી દુષ્ટ છે, દોષથી ભરેલા છે, ત્યારે આવા દોષ દુષ્ટ જીવોની સેવાનો પ્રભુ અંગીકાર કેમ કરે ? સેવાનું ફલ તો શ્રીપ્રભુ સેવા અંગીકાર કરે તો જ કહેવાય. અને તે ફલ પ્રાપ્ત ન થાય તો સેવાને લઈને ઉપદેશાયેલો ભક્તિમાર્ગ પણ કેમ સફળ કહેવાય ? આ ચિંતા શ્રીમહાપ્રભુજીને પ્રાપ્ત થઈ, અને ક્ષણભર કંઈ તેવી જ ચિંતાતુર સ્થિતિમાં રહ્યા. શ્રીમદાચાર્ય ચરણની આ અવસ્થા જોઈને શ્રીપ્રભુ આપ પોતે જ આનંદ સ્વરૂપે પ્રકટ થયા. અને પછી જે સર્વ વૃત્તાન્ત થયો, તે આપણે અત્યાર સુધી આ સિદ્ધાંત રહસ્ય ગ્રંથમાં ભણ્યાં. અસ્તુ........

::- ૮૪ વૈષ્ણવ વાર્તા, ષોડશ ગ્રંથગત ઉપદેશો અને તેમની ૬૪ વાર્તાઓ માંથી સાભાર વ્યક્ત, ગ્રંથ પ્રસ્તાવના -::

સંકલનઃ- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા





# ।। મંગલાચરણ ।।

..ગતાંકથી આગળ

**યસ્ય દર્શનમાત્રેણ ભવેન્નેત્રોત્સવો નૃણામ્ ।।**

**સદાનન્દ-સ્વરૂપં તમ્ દેવકીનન્દનં નુમઃ ।। ૮ ।।**

| | |
|---|---|
| યસ્ય[૧] દર્શનમાત્રેણ[૨] | : જેઓના[૧] દર્શન માત્રથી[૨] |
| ભવેત્[૧] નેત્રોત્સવો[૨] | : થઈ જાય છે[૧] નેત્રોનો ઉત્સવ[૨] |
| નૃણામ્ | : જીવાત્માઓના |
| સદાનન્દ[૧] સ્વરૂપં[૨] તમ્[૩] | : સદાનન્દ[૧] સ્વરૂપ[૨] એવાં[૩] |
| દેવકીનન્દનં | : પૂજ્યચરણ ગુરુદેવ શ્રીદેવકીનન્દનાચાર્યશ્રીને |
| નુમઃ | : (અમે) બધા નમન કરીએ છીએ |

જેમના દર્શનમાત્રથી સેવકજનોના નેત્રોને ઉત્સવરૂપ અલૌકિક આનંદ અર્થાત્ નેત્રોની સાર્થકતા સિદ્ધ થાય છે એવા સદાનન્દરૂપ પૂજ્યચરણ શ્રીગુરુદેવ શ્રીદેવકીનન્દનાચાર્યશ્રીને અમે બધા નમન કરીએ છીએ.

શ્રીચતુર્થપીઠાધીશ્વર પૂજ્યચરણ ગુરુદેવ ગોસ્વામી શ્રીદેવકીનન્દનાચાર્યશ્રીએ આ શ્રીચતુર્થદ્વારના અધિપતિ છે. અને આપશ્રી શ્રીચતુર્થવંશમાં આપશ્રી જન્મદાતા શ્રીગોકુલનાથ પ્રભુચરણના બાલક છે. આપશ્રીએ આ મંગલાચરણ સ્વરૂપે શ્લોક પોતાના શ્રીગુરુદેવના સ્વરૂપનું વર્ણન કરતા પ્રકટ કર્યો છે.

શ્રીગુરુદેવનું સ્વરૂપ કેવું હોય ? કે જેમના દર્શન કરવા માત્રથી સર્વ હિત પ્રકટ થાય, પોતાના નેત્રોમાં ઉત્સવરૂપી ઉમળકાઓ પ્રકટે અને અલૌકિક આનંદની સ્ફૂર્તિ થાય. એવા આપશ્રીના શ્રીગુરુદેવ ગોસ્વામી શ્રીશ્યામ મનોહરજી (કિશનગઢ, પાર્લા) છે. આપશ્રી જ્યારે પોતાના શ્રીગુરુદેવના સ્વરૂપનું જ્યારે ચિંતન કરે છે, ત્યારે આપશ્રીના નેત્રોમાં ઉત્સવ પ્રકટ થાય છે, અને ઉત્સવ એટલે અલૌકિક આનંદનો પ્રસવ, તેથી આપશ્રી પોતાના શ્રીગુરુદેવના દર્શન જ્યારે પોતાના નેત્રો દ્વારા કરે છે ત્યારે આપશ્રીને અલૌકિક ઉત્સવ રૂપાનંદ પ્રાપ્ત થાય છે. અને ઉત્સવ એટલે ઉત્ એટલે આનંદ અને સવ એટલે પ્રસવ. જ્યાં આનંદ પ્રસવ નિરંતર થાય, તે ઉત્સવ.

એજ પ્રમાણે આપણા સૌ શ્રીચતુર્થગૃહના સેવક-વૈષ્ણવો માટે આપણા શ્રીગુરુદેવ શ્રીચતુર્થપીઠાધીશ્વર પૂજ્યચરણ શ્રીદેવકીનન્દનાચાર્યશ્રી છે, કે જેમના દર્શન માત્રથી સૌ સેવક-જનોના નેત્રોમાં એક અલૌકિક આનંદ પ્રકટ થાય છે, અને સર્વાંગે ઉત્સવ પ્રવર્તે છે.





જ્યારે આવો ભાવ એક સેવકને સિદ્ધ થાય ત્યારે તેનું જીવન ધન્ય બને છે. ગુરુનું સ્થાન તો શ્રીપ્રભુ કરતાં પણ ઉચ્ચ છે. અને એટલે જ આપણે પોતાના શ્રીગુરુદેવને પ્રથમ વંદન કરીએ છીએ.

ગુરુ ગોવિન્દ દોનો ખડે, કિનકું લાગું પાય ।
બલિહારી ગુરુ આપકી ગોવિંદ દિયે બતાય ।।

શ્રીગુરુ અને શ્રીપ્રભુ બન્ને સાથે ઠાડા છે, ત્યારે સેવકને થાય કે હું કોણે પ્રથમ પામું ? પણ એક સમજું સેવક પોતાનો વિવેક વાપરે છે, અને પોતાના શ્રીગુરુદેવના શ્રીચરણમાં દંડવત્ કરે છે, કારણકે તે જાણે છે કે મારા શ્રીગુરુદેવમાં એવું સામર્થ્ય છે કે તેમની કૃપાથી હું શ્રીપ્રભુને પણ પામીશ. શ્રીગુરુ અને શ્રીગોવિન્દ બન્નેને હું પ્રાપ્ત કરીશ. સદ્‌ગુરુમાં એવું સામર્થ્ય છે કે તે શ્રીગોવિન્દ શ્રીકૃષ્ણચન્દ્રને પ્રાપ્ત કરાવે છે. દામોદરદાસ હરસાનીજીને પણ જ્યારે શ્રીગુસાંઈજીએ પુછ્યું કે તમે શ્રીપ્રભુ કરતાં શ્રીમહાપ્રભુજીને ઉચ્ચ કેમ જાણો છો ? ત્યારે દામોદરદાસજી દીનભાવે નિવેદન કરે છે કે રાજ ! દાન બડો કે દાતા ? અને શ્રીગુરુદેવ કેવા હોય ? કે :-

अज्ञानतिमिरान्धस्य ज्ञानाञ्जनशलाकया ।।
चक्षुरुन्मीलितम् येन तस्मै श्रीगुरवे नमः ।।

જે જ્ઞાનરૂપી અંજનને સળી વળે આપણી આંખોને (આપણા અંધ બનેલા ચક્ષુને) ખોલે છે, આપણી અજ્ઞાનતા દૂર કરી (પ્રભુમય કરી) આપણને સાવધાન કરે છે, આપણને જાગ્રત કરે છે તેવા શ્રીગુરુદેવને નમસ્કાર હો; લૌકિક મનુષ્યની લૌકિક આખો ખુલી હોય છે, પણ અજ્ઞાનના કારણે અલૌકિક ચક્ષુ અંધ બને છે, મન ઉપર તિમિર-પટલ પડેલો હોય છે. આ પડદાને લીધે મન બહારનું ઉપર છલ્લુ (સંસારમય માયા) જોયા કરે છે, પરંતુ શ્રીગુરુદેવ જ્યાં પીંછીને જ્ઞાનમાં બોળી આંખમાં આંજે છે ત્યાં જ આપણા મનને ઉન્મીલિત કરે છે, એટલે કે ખોલે છે ત્યારે પરમાત્માનું દર્શન થાય છે, ત્યારે જ જીવને પોતાના સ્વરૂપનું જ્ઞાન થાય છે, મહાપ્રભુ શ્રીવલ્લભાચાર્યચરણ, ઊભય પ્રભુચરણ શ્રીગોપીનાથજી-શ્રીગુસાંઈજી, સર્વદા સેવ્ય શ્રીચતુર્થકુમાર શ્રીગોકુલનાથજી, શ્રીયમુનાજીના સ્વરૂપના માહાત્મ્યના દર્શન થાય છે.

શાસ્ત્ર શ્રીગુરુદેવની અનેક પ્રકારે મહત્તા પ્રદર્પણ કરે છે. અને જ્યારે આપણને એવા સદ્‌ગુરુની પ્રાપ્તિ થાય, ત્યારે આપણો ભવ તે ઉત્સવ સમાન બની જાય છે. અને જ્યારે શ્રીગુરુદેવના દર્શન આપણે નેત્રો દ્વારા કરીએ ત્યારે અલૌકિક આનંદની સ્ફૂર્તિ પ્રાપ્ત થાય છે. જેમ નેત્રો દ્વારા પ્રણયન કરી હરિણીઓએ શ્રીપ્રભુને રીઝવ્યાં અને શ્રીપ્રભુની સેવા કરી અને પોતાના નેત્રોની સાર્થકતા સિદ્ધ કરી, તે જ પ્રમાણે આપણા નેત્રો જ્યારે શ્રીગુરુદેવના દર્શન કરે છે ત્યારે તે નેત્રોની સાર્થકતા સિદ્ધ થાય છે.





શ્રીગુસાંઈજી શ્રીમહાપ્રભુજીનું શ્રીસર્વોત્તમજીમાં પ્રથમ નામ આનંદાય નમઃ પ્રકટ કરે છે. અને આપણા મૂલપુરુષ શ્રીસર્વદા સેવ્ય શ્રીચતુર્થકુમાર શ્રીગોકુલેશ પ્રભુચરણ નામનું રહસ્ય પ્રકટ કરે છે. આપશ્રી આનંદ નામનું રહસ્ય અનેક રીતે પ્રકટ કરે છે. આપશ્રી આજ્ઞા કરે છે કે આનન્દનું **आनन्दः** મૂર્તિમાન સ્વરૂપ સ્વયં શ્રીકૃષ્ણ જ આનન્દ માત્ર કર-પાદ-મુખ-ઉદર વગેરે સ્વરૂપે શાસ્ત્રોમાં સર્વત્ર પ્રસિદ્ધ છે.

શ્રીકૃષ્ણના શ્રીહસ્ત (કર) આનન્દ દાયક છે, શ્રીચરણારવિંદ (પાદ) આનન્દ દાયક છે, શ્રીમુખ (મુખ) આનન્દ દાયક છે, શ્રીઉદર (ઉદર) આનન્દ દાયક છે. જેમ શ્રીમહાપ્રભુજી શ્રીપ્રભુ માટે મધુરાષ્ટકમાં વર્ણન કરે છે કે શ્રીપ્રભુનો સર્વાંગ મધુર છે, એવી જ રીતે જ્યારે મધુર છે, તો તે આનન્દ દાતા છે, અને શ્રીગુરુદેવ પણ આનન્દ દાતા છે, તેથી આપશ્રીના સર્વાંગ પણ આનન્દ દાતા-સ્વરૂપ છે.

તૈત્તિરીયોપનિષદ્નાં ૩-૬માં પ્રથમ પંક્તિ છે : आनन्दो ब्रह्मेति व्यजानात् । આનન્દ જ બ્રહ્મ છે, એને નિશ્ચયપૂર્વક જાણવું. एष एव आनन्दयाति - એજ આનન્દ સ્વરૂપ છે. तस्माद्वा एतस्मान्मनोमयादन्योऽन्तर आत्मा विज्ञानमयस्तेनैष पूर्णः ।। तैत्ति. २-५ - નિશ્ચય જ આ પહેલા બતાવેલા મનોમય પુરુષ (બ્રહ્મ)ને અન્ય આપણી ભીતર-અંતર રહેનારા આત્મા વિજ્ઞાનમય છે, તે આનન્દરૂપ છે.

આ પ્રકારે અનેક શ્રુતિઓમાં પણ બ્રહ્મને આનન્દમય કહેવામાં આવ્યું છે, અને તેથી આ આનન્દ **आनन्दः** નામથી પુષ્ટિમાર્ગના ગુરુનું સ્વરૂપ શ્રીકૃષ્ણ સ્વરૂપ કહેવામાં આવ્યું છે. કારણ શ્રીકૃષ્ણ આનન્દ સ્વરૂપ છે.

જ્યારે શ્રીગુરુદેવ શ્રીદેવકીનન્દનાચાર્યશ્રી પોતાના શ્રીગુરુદેવના સ્વરૂપનું હૃદયમાં ધ્યાન ધરે છે, ત્યારે ત્યારે આપશ્રીના રોમેરોમ આનન્દ છવાઇ જાય છે, અને પોતાના શ્રીગુરુદેવમાં આનન્દ સ્વરૂપનાં દર્શન પામે છે. અને તે આનંદ તે સદા છે, સર્વદા છે, તેથી શ્રીગુરુદેવ સદાનંદ કહે છે. તેજ પ્રમાણે આપણા અલૌકિક શ્રીચતુર્થદ્વારના સેવક-વૈષ્ણવો માટે આપણા શ્રીગુરુદેવ શ્રીદેવકીનન્દનાચાર્યશ્રી પોતેજ સદાનંદ સ્વરૂપ છે. તેથી એવા શ્રીસદાનંદ સ્વરૂપ શ્રીદેવકીનન્દનાચાર્યશ્રીને આપણે સર્વે શ્રીચતુર્થગૃહના સેવક-વૈષ્ણવો સહજ રીતે નમન કરીએ છીએ. શાસ્ત્રો કહે છે કે જીવ બીજું શું કરી શકે ? કેવળ નમન જ કરી શકે છે. આપણે તો યાચક છીએ અને શ્રીગુરુદેવ દાતા છે. અને યાચકમાં પોતાનું કશું સામર્થ્ય ન હોય. જો હોય તો દાતાનું હોય, જે આપણને ઉત્તમોત્તમ દાન પ્રદાન કરે છે. તેથી આવા દાતા શ્રીગુરુદેવને જીવ કેવળ નમન કરી શકે છે. તેથી આપણે સૌ સદાનંદ સ્વરૂપ એવાં શ્રીગુરુદેવ શ્રીદેવકીનન્દનાચાર્યશ્રીના શ્રીચરણકમલમાં નમન કરીએ. ૮

સંકલનઃ- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા





# ભક્તિની ઉત્તમતા

**(લેખક : શ્રીયુત્ શાસ્ત્રીજી મૂળશંકર રામજી જાની)**

ભ્રમર ગુંજારવ કરી રહ્યા છે, કોકિલાના કોમલ સ્વર સંભળાયા કરે છે, પ્રફૂલ્લિત પુષ્ટોના પરાગ પૃથ્વી પર પસરે છે; એવા સુખમય વસંતસમયમાં સુધાસાગર નામના સરોવરના તટપર બે મિત્ર અકસ્માત્ એકત્ર આવી મળ્યા. એકનું ચૈતન્યચિત્ર અને બીજાનું વિષ્નુમિત્ર નામ છે. સંધ્યાકાળે એ બેઉ મિત્રોનો અન્યોન્ય આનંદ ઉપજાવે એવો સંવાદ ચાલવા લાગ્યો. દૈવયોગથી કહો અથવા ઈશ્વર-ઈચ્છાથી કહો પણ પર્યટન કરતો કરતો હું ત્યાં જઈ પહોંચ્યો. બહુ દૂર નહિ અને બહુ પાસે પણ નહિ, એવે પ્રકારે એક સ્વચ્છ શિલાસ્થલપર અદશ્ય રીતે બેસી સાવધાનપણાથી મેં તેમનો જેવો અને જેટલો સંવાદ સાંભળ્યો તે સંવાદ મારા સ્મરણમાં રહ્યો તેવો અને તેટલો સજ્જન પુરુષો સમક્ષ હું નીચે પ્રમાણે નિવેદન કરૂં છું.

**વિષ્ણુમિત્ર** : ભાઈ ચૈતન્યચિત્ર! આ સુધાસાગર સરોવર, કોકિલાના કલરવ અને પુષ્પોના પ્રસરતા પરાગ અંત:કરણને અતિશય આનંદ આપનારા છે. એ સઘળો આનંદ અપરિમિત આનંદવાળા પૂર્ણ પુરુષોત્તમનો છે. ગુણીથી ગુણોનો, સુખીથી સુખનો, તેજસ્વીથી તેજનો અને આનંદીથી આનંદનો પણ પૃથગ્ભાવ નથી. વેદમાં વર્ણાવેલા, બ્રહ્મસૂત્રમાં સંકલિત થયેલા, ગીતામાં ગવાયેલા અને શ્રીભાગવતમાં ભણાયેલા મૂલપુરુષ પરમાત્મા અગણિત આનંદવાળા છે. વેદશાસ્ત્રમાં તેમને શુદ્ધ અદ્વૈતરૂપ કહેલા છે. સદ્ગુરુની કૃપાથી અથવા સંતસમાગમથી જ્યારે પ્રેમરૂપિણી ભક્તિ પ્રકટ થાય છે, ત્યારે આનંદનિધિનો અધિકાધિક આનંદ અનુભવાય છે અને અવિલંબે સાક્ષાત્કાર પણ થાય છે.

**ચૈતન્યચિત્ર** : અરે ભાઈ વિષ્ણુમિત્ર! આ શી ભ્રાન્તિ!! તારા સરખા સમજુને આવો વ્યામોહ થવો ન જોઈએ. નિર્ધર્મક-નિરાકાર જ્યાં એક જ ચૈતન્યજ્ઞાન વ્યાપી રહેલું છે તેમાં વળી અનેક પ્રકારની કલ્પના શા માટે જોઈએ? સુધાસાગર સરોવર, કોકિલાના કોમલસ્વર અને પુષ્પના પરાગ એ સર્વ મિથ્યા છે. તે ઈન્દ્રિય દ્વારા ચિત્તનું આકર્ષણ કરનારા હોવાથી વૈરાગ્યવૃત્તિનો વિચ્છેદ કર્યા વિના રહેતા નથી. વૈરાગ્યવૃત્તિનો વિચ્છેદ થયો એટલે ચૈતન્યજ્ઞાનની સ્ફૂર્તિ ક્યાંથી થાય? ચૈતન્યજ્ઞાનનો સિદ્ધાંત એવો છે, કે દશ્ય અથવા નામ-રૂપાત્મક જે કાંઈ વસ્તુ હોય, તે મિથ્યા છે.

કેવળ ચૈતન્યજ્ઞાન સત્ય છે. ચૈતન્યજ્ઞાન એ અમુક વસ્તુ છે એમ પણ કહેવાઈ શકાતુ નથી. જો વસ્તુ કહીએ તો જાતિ અને ગુણાદિનો સંબંધ તેને વળગે અને વિકારી થઈ જાય. જો અવસ્તુ કહીએ તો બૌદ્ધ-વૈભવ અથવા શૂન્યવાદમાં વિશ્રાંત થવું જોઈએ. મેં એવું સાંભળેલું છેકે તે ચૈતન્યજ્ઞાન જ્ઞેય (જાણવા યોગ્ય)





અને જ્ઞાની જનોથી અનુભવાય એવું છે. અનુભવનારા તેને વસ્તુ ગણી અનુભવતા હશે કે અવસ્તુ, એ વાતનો હજી મારા મનમાં નિશ્ચય થયો નથી. વસ્તુ ગણીને અનુભવવામાં તો વસ્તુનું સાર્વદિક મિથ્યાત્વ ગણાય અને અવસ્તુનો તો ત્રણે કાળમાં અનુભવ હોઇ શકે નહિ.

પરમહંસ પરિવ્રાજકાચાર્ય **ચૈતન્યસ્વરૂપ** મહારાજના મઠમાં હું શ્રવણ કરવા જતો હતો, ત્યાં **ऋते ज्ञानात्र मुक्तिः ज्ञानादेव हि कैवल्यम्**, જ્ઞાન વિના મુક્તિ નથી, જ્ઞાનથકી જ મોક્ષ છે, વગેરે પ્રમાણ વચનો મેં સાંભળેલાં છે, તેથી હું એવા નિર્ણયપર આવ્યો છું, કે મોક્ષ મેળવવામાં જ્ઞાન મુખ્ય છે અને ભક્તિ ગૌણ છે. ભક્તિને ચૈતન્યજ્ઞાનના સાધનરૂપ-અંગરૂપ અથવા તો મિથ્યા ગણતા ઉપાસનરૂપ કહેવામાં આવી છે. પોતે જ પૂર્ણ છે, તો પછી ગુરુ કોણ અને શિષ્ય કોણ? સંત સમાગમમાં પણ શા માટે જોઇએ? એક ચૈતન્યજ્ઞાન જ પુરતું છે.

**વિષ્ણુમિત્ર** : ભાઇ ચૈતન્યચિત્ર! હજી તું વચગાળાની સ્થિતિમાં છે, તુ નથી મૂઢ અને નથી પરિપૂર્ણ જ્ઞાની. તારૂં અંતઃકરણ મૃત્તિકાના ગાંગડા સરખું છે. મૃત્તિકાનો ગાંગડો ગોમૂત્રથ ગંગોદકથી ગંગાજળથી પણ ગળી જાય છે. જેવો સંત તેવો રંગ તને લાગી શકે છે. તું હવે સ્વયંપ્રજ્ઞ-પોતાની જાતે વિચાર કરનારા થા- તારા મનનો સંશય નિવૃત્ત થયો નથી. **अज्ञश्चाश्रद्दधानश्च संशयात्मा विनश्यति**, અજ્ઞાની શ્રદ્ધા વિનાનો અને સંશયથી ભરેલો હોય છે તે વિનાશ પામે છે. સંશયથી સિદ્ધાંત સરણિ સમજી શક્તો નથી. આટલું ઠીક છે કે તું પોતાના અપરિપૂર્ણ અને સંશયી સંમે છે. શુષ્ક જ્ઞાનીના સરખી હુંપણાની હઠીલાઇ હજી તારા હાર્દમાં ભરાઇ બેઠી નથી. તું જ્ઞાનભક્તિના રહસ્યને જાણી શકીશ એવી મને આશા છે. પ્રેમપ્રવીણ એવા ઉપનામવાળા સર્વમિત્ર શાસ્ત્રી પાસેથી મેં જે શ્રવણ કરેલું છે, તેનો સંક્ષિપ્ત સાર તને સંભળાવું છું. તારી ઇચ્છામાં આવે તો તેનો સ્વીકાર કરજે. મારે કોઇ જાતનો દુરાગ્રહ નથી. હું તને શાસ્ત્રીય પ્રમાણવચનો કહીશ તેથી મને તો તે વચનોની એકવાર વધારે આવૃત્તિ થવાથી લાભ ને લાભ જ છે. કદાચિત્ મેં આપેલા પ્રમાણો તારા ક્ષોભ પામેલા અંતઃકરણમાં નહિ ઠસે તો પણ આટલી તો દઢ પ્રતીતિ રાખજે, કે આપણી પરસ્પરની લાગણીમાં અને મિત્રત્વ ધર્મમાં કદી પણ ભંગ પડશે નહિં.

(...ક્રમશઃ)

*।। વૈષ્ણવ ધર્મ પતાકા પુસ્તક ૨, અંક ૯. શ્રાવણ ૧૯૭૪માંથી સાભાર ।।*

સંકલનઃ- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા





# શ્રીહરિરાય વાઙ્મુકતાવલી

## ।। સ્વમાર્ગીય-શરણ-સમર્પણ-સેવાદિ-નિરૂપણમ્ ।।

(અનુવાદક-વિવેચક :- શ્રીવસંતરામ હરિકૃષ્ણ શાસ્ત્રી)

### બ્રહ્મસમ્બન્ધ સંસ્કાર

(બ્રહ્મસમ્બન્ધથી શો અધિકાર મળે છે, એ જણાવે છે:- )

न सामिभोगः संप्राप्तो ह्यसमर्पितवर्जनात् ।

तथापि मानसं पूर्नमादाय च समर्पणम् ।। ३१ ।।

अभुक्तमप्यतो ब्रह्मसम्बन्धी विभ्रमात् पुरा ।

गृहणीयादनशिष्टं तु प्रभवेऽपि समर्पयेत् ।। ३२ ।।

तदर्थं वर्जितं भेदेनार्धभुक्तसमर्पणम् ।। ३२.५ ।।

જોકે અર્ધભુક્ત પદાર્ત ન જ હોવાથી એના સમર્પણનો નિષેધ કરવાની શી જરૂર છે, એ શંકા પ્રાપ્ત થાય છે, તો પણ એ રીતે બારીકિથી જોતાં અર્ધભુક્ત પદાર્થ મળી પણ શકે છે. જેમ કોઇ વૈષ્ણવ, બ્રહ્મસમ્બન્ધ જેને થયેલો છે એવો કોઇ ભગવદીય, પહેલાં જ પોતે બધું પ્રભુને બ્રહ્મસમ્બન્ધ થતી વખતે સમર્પણ કરી દીધું છે, એવું મનમાં લાવીને પહેલાં ઉપયોગમાં નહીં લીધેલો પણ પદાર્થ ઉતાવળથી, ભ્રાન્તિથી જો પોતાના ઉપયોગમાં લઇ લે અને બકી વધેલો જો પ્રભુને સમર્પવા તૈયાર થાય તો એ ન સમર્પવો, એમ રહસ્ય છે.

શ્રીમહાપ્રભુજી જે અર્ધભુક્તનો નિષેધ કરે છે તે ઉપર કહેલી રીત પ્રમાણે થયેલા અર્ધભુક્તનો કરે છે. વસ્તુતઃ અસમર્પિત પદાર્થ ન લેવો, એમ કહેવાથી કોઇ પદાર્થ પ્રભુને સમર્પ્યા વિના લેવાય ન નહિ અને લેવાય તો અર્ધભુક્ત ઉપયોગમાં લીધા પછી બચેલો પદાર્થ પણ ગણાય જ નહિ, તો પછી એ પ્રભુને સમર્પવો કે નહિ, એવો પ્રશ્ન જ ન ઉઠાવાય; પણ કોઇ વૈષ્ણવ એમ મનમાં માની બેસે કે મેં પહેલાં બધું પ્રભુને સમર્પ્યું છે, હવે પ્રભુને સમર્પવાની શી જરૂર છે, એવી ભ્રાંતિ એ વૈષ્ણવને થાય અને કોઇ પદાર્થનો પોતે ઉપયોગ કરે અને બાકી વધેલો જો ભગવત્કાર્યમાં વાપરે તો એ વાપરવો નહિ, એમ શ્રીમહાપ્રભુજીની આજ્ઞાનું ઊંડું રહસ્ય છે; તેથી જ અસમર્પિત અને અર્ધભુક્ત એવા બે ભેદ કરીને એનો નિષેધ કર્યો છે. ૩૨

(આ સ્થલે સરલ આશય આ પ્રમાણે છે : અસમર્પિત, એટલે કે પ્રભુને ધર્યા વગરનું જ ન લેવું આવો જેનો નિયમ છે તેવા વૈષ્ણવની બાબતમાં એવું બનશે જ નહિં કે પહેલાં પ્રભુને ધર્યા વગર પોતે થોડુંક





ખાઇલે અને બાકીનું પ્રભુને ધરે; તો પછી શ્રીમહાપ્રભુજીએ આવી જ્ઞા કેમ કરી હશે? જો વસ્તુની સંભાવના હોય તે સંબંધમાં ના પાડે એ તો બરોબર. દા.ત. એક માણસ આપણે ઘેર આવવાનો હોય તેને આપણે કહેવડાવીએ કે - તું ન આવજે. એ તો બરોબર, પરંતુ જે માણસ આપણે ત્યાં આવવાનો જ નથિ તેને ન આવવાનું કહેવાનું શું પ્રયોજન હોઇ શકે?

આ પ્રમાણે કોઇ શંકા કરે એનો સમાધાન શ્રીહરિરાયચરણ આ સ્થળે આપે છે. બ્રહ્મસમ્બન્ધી જીવને મનમાં એવો ભાવ આવે કે પહેલાં જ્યારે બ્રહ્મસમ્બન્ધ દીક્ષા લીધી ત્યારે આ લોક સંબંધી તેમ પરલોક સંબંધી જેટલી વસ્તુ છે તે પ્રભુને મનથિ તો સમર્પેલી જ છે, માટે ક્રિયાથી ભોગ ધર્યા વગરની ય વસ્તુ લેવાથી કાંઇ અસમર્પિત ભક્ષણનો દોષ લાગે એમ નથી, માટે ક્રિયાથી ભોગ ધર્યા વગરની વસ્તુ લેવાથી કાંઇ અસમર્પિત ભક્ષણનો દોષ લાગે એમ નથી. આમ સમજી અમુક વસ્તુનો પોતે ઉપયોગ કરે અને એ ઉપયોગ કરેલી વસ્તુ અથવા તો એને બચેલો અંશ પાછળથી શ્રીપ્રભુના ઉપયોગમાં લે. શ્રીહરિરાયચરણ આજ્ઞા કરે છે કે આવો ભાવ એક પ્રકારની ભ્રાન્તિ છે, જેના પ્રમાણ શ્રીહરિરાયચરણે ૩૨માં શ્લોકમાં *અભુક્તમ્* જેનો અર્થ *પ્રભુણા અભુક્તમ્, અસમર્પિતમ્* એ પ્રમાણે છે. )

(સિદ્ધાંત રહસ્ય ગ્રંથમાં અસમર્પિત વસ્તુ વર્જવી અને અર્ધભુક્ત પદાર્થ પ્રભુને ન સમર્પવો એમ જે આજ્ઞા છે તેનું ઊંડુ રહસ્ય શ્રીહરિરાયચરણ હવે આગળના શ્લોકમાં વર્ણવે છે :- )

असमर्पितवस्तूनामत्र सामान्यमुच्यते ।। ३३ ।।

भुक्तेत्यनेनात्र भाग्यवस्तुभोगो निरूप्यते ।

स चोपयोगरूपो हि तस्माद् भेदो विबुध्यताम् ।। ३४ ।।

સિદ્ધાંત રહસ્ય ગ્રંથમાં અસમર્પિત વસ્તુ વર્જવી (ત્યજવી) એમ સામાન્ય રીતે આજ્ઞા કરી છે, એટલે કે શેમાં વર્જવી, કેવી રીતે વર્જવી, કયા કાર્યમાં વર્જવી, એ સ્પષ્ટ નથી. માટે અર્ધભુક્ત પદાર્થ પ્રભુને ન સમર્પવો એમ બીજી વાર આજ્ઞા કરી. એમાં અર્ધ એટલે અર્ધા પ્રમાણમાં ભુક્ત એટલે ભોગવેલી વસ્તુ, તે અર્ધભુક્ત કહેવાય છે. ભોગ કરવા લાયક વસ્તુનો ભોગ પ્રભુને એ વસ્તુ સમર્પ્યા વિના કરવો નહિ. એવો પણ આશય છે. ભોગ એટલે ઉપયોગ, એટલે કે વસ્તુનો પોતે ઉપયોગ કર્યા હોય તે વસ્તુ પ્રભુને સમર્પવી નહિ. તેમજ જે વસ્તુ પ્રભુને સમર્પાયેલી નથી તેનો ઉપયોગ પોતે પણ કરવો નહિ. એવી રીતના ભેદનો સ્પષ્ટ ખ્યાલ રહેવાથી ભાવાર્થ સંદેહરહિત થશે, એમ જાણવું. ૩૪

(અહીં પ્રશ્ન એ પ્રમાણે જાગે છે કે: અસમર્પિત વસ્તુ એટલે કે શ્રીપ્રભુને ધર્યા વગરની વસ્તુનો ઉપયોગમાં ન લેવી- એ પ્રમાણે કહેવાથી વસ્તુ પહેલેથી જ શ્રીપ્રભુને ધરાશે અને પછી જ પોતાના ઉપયોગમાં આવશે, તો પછી પહેલાં પોતે ઉપયોગમાં લીધેલી વસ્તુ પ્રભુને ન સમર્પવી એ પ્રમાણે કહેવું જ નિરર્થક છે, કારણકે એવી પરિસ્થિતિ ઊભી થાય એમ નથી જ, તેમ છતાંયે શ્રીમહાપ્રભુજીએ આ પ્રમાણેની અલગ આજ્ઞા કેમ કરી ? પૂર્વ આજ્ઞામાં જ એ અર્થ આવી જાય છે.

આ પ્રમાણે જાગતા પ્રશ્નનું સમાધાન શ્રીહરિરાયજી અહીં કરી રહ્યાં છે. અસમર્પિત ન લેવું-એ પછી લેવું. ત્યાં સમર્પણનો અર્થ સ્પષ્ટ નથી કર્યો. બ્રહ્મસમ્બન્ધ વખતે જે સમર્પણ કરવામાં આવે છે ત્યાં સામાન્ય આજ્ઞા છે કે તે પણ સમર્પણ, અને પ્રભુને પધરાવી જે તેમની સેવા દરમ્યાન ભોગ ધરવામાં આવે છે તે પણ સમર્પણ. આ બન્ને પ્રકારોમાં પહેલા પ્રકારનું સમર્પણ એ સામાન્ય સમર્પણ અને બીજા પ્રકારનું સમર્પણ એ વિશેષ સમર્પણ છે.

પ્રભુને અર્ધભુક્ત ન ધરવું-એ પ્રમાણે જ્યાં આજ્ઞા છે ત્યાં વિશેષ સમર્પણની વાત છે, એટલે કે સાક્ષાત્ બિરાજતા શ્રીપ્રભુની આગળ ક્રિયાથી ભોગ ધરવો, આરોગવાની વિનંતી પ્રભુને કરવી, અને શ્રીમહાપ્રભુજીની કાનીથી પ્રભુ આરોગે ત્યારબાદ તે વસ્તુ ઉપયોગમાં લેવી. એ પ્રમાણે શ્રીમહાપ્રભુજીની આજ્ઞાનો આશય છે. આ પ્રમાણે ચાલતી સેવામાં ભૂલેચૂકે અર્ધભુક્ત વસ્તુ પ્રભુને ન ધરાઇ જાય એની ખાસ તકેદારી રાખવી, એમ શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે.

ઉપરાંત જેણે અસમર્પિતનો ત્યાગ કરેલ છે તે પોતે અમુક વસ્તુના અમુક અંશનો પહેલાં ઉપયોગ કરશે અને પછી એ બચેલો અંશ પ્રભુના કામમાં લેશે એ બનાવવાનું જ નથી; પરંતુ એવું બને કે કોઇકે અમુક વસ્તુના અમુક અંશ એભૂલથી પોતાના શ્રીઠાકોરજીના ઉપયોગમાં લે. દાખલા તરીકે, પોતે એક સમગ્ર ફળબજારમાં લઇ આવ્યો અને ઘરની બહાર ગયો; પાછળથી છોકરાંઓએ કજિયો કર્યો અને એની પત્નીએ એમાંથી અર્ધ ફળ છોકરાંઓને ખવડાવ્યું. પછી પોતે ઘરમાં આવે ત્યારે ખબર પડે કે અર્ધુ ફળ છોકરાંઓને આપ્યું છે અને બાકીનું અર્ધું વધ્યું છે. શ્રીમહાપ્રભુજી અહીં આજ્ઞા કરે છે કે આવું અર્ધુ વધેલું શ્રીઠાકોરજીને ન ધરવું. માટે સમજાતી વાત પણ અલગ સ્પષ્ટ કરીને આપે કહી છે.)

...ક્રમશ:

સંકલન:- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા





# વાર્તા સાહિત્યની ભાવ ભૂમિ

...ગતાંકથી આગળ

*શ્રીઆચાર્યજીમાં પુરૂષોત્તમત્વઃ-* શ્રીઆચાર્યજી શ્રીમહાપ્રભુજી ભગવાનનોજ અવતાર છે. અને અર્ચા-ભગવદ્ વિગ્રહ પણ ભગવાનનો એક અવતાર જ માનવામાં આવે છે. આ માટે દૈવી જીવોના ઉદ્ધારાર્થે શ્રીઆચાર્યજી અને અર્ચા બેઉ રૂપથી ભગવાનનો આવિર્ભાવ ભૂતલ ઉપર થયો છે. જીવો પ્રતિ ભગવાનનો અનુગ્રહ સૂચિત કરે છે. આ અનુગ્રહનું પૂરૂણતયા વર્ણન નિજવાર્તામાં આ પ્રકારે મળે છે. 'ત્યારે આપે આપના મનમાં વિચાર્યુ, જે પૃથ્વીને પાવન કરવા માટે ચાલવું કારણકે જીવ અનેક સ્થાનોએ છે. સર્વ દૂર દૂર દેશાંતરમાં છે'.

આ પંક્તિઓમાં શ્રીઆચાર્યજી સ્વરૂપે અવતારનો પરમ અનુગ્રહ બતાવ્યો છે. કારણકે જીવો જે જે સ્થળોએ હતા તે તે સ્થાને આપશ્રી સ્વયં પધારીને જીવોનો ઉદ્ધાર કર્યો છ અને જે પ્રકારની પ્રકૃતિના જીવ હતા તેમને તેવી રીતે આકર્ષિત કરીને અંગીકાર કર્યો છે. મર્યાદામાર્ગથી પુષ્ટિમાર્ગનું આજ તો વૈલક્ષણ્ય છે. મર્યાદામાર્ગમાં જીવને ભગવાન પાસે તદનુરૂપ શુદ્ધ થઇ જવુ પડે છે અને ત્યારે પ્રભુ તેનો અંગીકાર કરે છે. પુષ્ટિમાર્ગમાં ભગવાન જીવની પ્રકૃતિ અનુરૂપ થઇ તેનો સ્વયં અંગીકાર કરવા માટે સ્વયં પ્રયત્ન કરે છે. આ જ તો ભગવાનનો વિશિષ્ટ અનુગ્રહ છે.

શ્રીઆચાર્યચરણે ચમત્કાર, પ્રચાર અને વ્યવહારો જીવ કોઇપણ રીતે મનને મનાવવા પ્રયત્નશીલ હોય તેવી રીતે તેને પોતાની તરફ ખેચ્યો છે. અને તેને પોતાનો કરી લીધો છે. આ પ્રકારની ભક્તસાંપેક્ષીતા તે જ અનુગ્રહનું સર્વોત્તમ લક્ષણ છે. ભગવાન સર્વતયા નિરપેક્ષ છે પરંતુ પુષ્ટિસ્થ હોવા પર ભક્તસાપેક્ષ બની જાય છે. આવા સમયે ભગવાન કારૂણિક બનીને પોતાની ઐશ્વર્ય મર્યાદાનું પણ ઊલ્લંઘન કરી લે છે.

ભગવાનના અનુગ્રહનું આ સ્વરૂપ છે. આચાર્યાવતારમાં આ પ્રકારનો અનુગ્રહ પ્રકટ કર્યો છે. હવે **અર્ચાવતાર**રૂપ શ્રીનાથજીના અનુગ્રહની વાર્તા સાહિત્યમાં કેવું રૂપ આપ્યું છે તેનું પણ દિગ્દર્શન કરી લઇએ. ''ત્યારે શ્રીઆચાર્યજીએ ચિંતા ઉપજી કે શ્રીઠાકોરજી આજ્ઞા કરી છે કે જીવોનો પ્રભુને સમર્પવા. તેથી શ્રીઆચાર્યજીએ વિચાર્યુ કે જીવો તો બધા દોષ સહિત છે. અને પૂર્ણ-પુરુષોત્તમતો ગુનનિધાન છે. આમ સંબંધ કેવી રીતે થાય? તેથી ચિંતા ઉપજી અને આતુરતા પણ અત્યંત થઇ. આ સમયે શ્રીઠાકોરજી તત્કાલ પ્રકટ થઇ અને શ્રીઆચાર્યજીને પુછ્યું કે તમે ચિંતાયુક્ત શા માટે છો? ત્યારે શ્રીઆચાર્યજીએ વિનંતી કરી કે જીવનું સ્વરૂપ તો દોષવંત છે તે તો આપ જાણો જ છો. આવા જીવનો સંબંધ આપની સાથે કેવી રીતે થાય? ત્યારે શ્રીઆચાર્યજીને શ્રીઠાકોરજીએ આજ્ઞા કરીકે તમે જીવને બ્રહ્મસમ્બન્ધ કરાવો અને હું તેનો અંગીકાર કરીશ.

તમે જે જીવને નામ પમાડશો તેના બધા જ દોષો નિવૃત્ત થશે. તેથી તમે જીવોનો અંગીકાર અવશ્ય કરો''. આ પ્રકારે સદોષ જીવોનો અંગીકાર કરવો તે જ નિર્દોષ બ્રહ્મનો જીવો પ્રતિ પરમ અનુગ્રહ છે.

એક સમયે શ્રીઆચાર્યજી થાનેશ્વર પધાર્યા. ત્યાં રામાનંદના ઘરે આપશ્રીએ મુકામ કર્યો. રાત્રીએ શ્રીઆચાર્યજી પોઢી રહ્યાં હતા. જ્યારે પાછલી રાત થઇ ત્યારે રામાનંદે સ્ત્રીને કહ્યું કે વહેલા ઉઠી ગોબર વાળી લેજો. નહિ તો વૈષ્ણવો ઉઠશે તો બહુ ગોબર લઇ જશે. આ વાર શ્રીઆચાર્યજીએ સાંભળી. તે સમયે શ્રીઆચાર્યજી હાથ-પગ ધોઇ બીરાજ્યા હતા, ત્યારે અતિ ઉગ્ર થઇ રામાનંદને બોલાવ્યા અને ગડવામાંથી જલ લઇ રામાનંદના હાથમાં મૂકી વેદમંત્ર પઢીને તે જલ પાચું પોતાના શ્રીહસ્તમાં લઇને તેના ઉપર છાંટ્યું અને શ્રીમુખે આજ્ઞા કરી જો મેં તારો ત્યાગ કર્યો છે. તુ મારો સેવકને આવું કહ્યું કે ગોબર લઇ જશે. અને તુ સવારે ગોબર વગર રસોઇ કેવી રીતે કરીશ? આવું ઉચ્ચારી શ્રીઆચાર્યજી તે જ ક્ષણે ત્યાંથી અન્ય પધારી ગયા.

થાનેશ્વરથી ત્રણ કોસ દૂર એક અમિતીર્થ છે ત્યાં આપશ્રીએ સ્નાન કર્યુ. ત્યાર પછી રામાનંદની અવસ્થા વિકલ થઇ, દેહની સુધી ના રહી. બજારમાં જે ચીજ વસ્તુ આવે-દેખે તે ખાય. કોઇ મર્યાદા રહી નહિ. પરંતુ એટલું કરતાં કે જે ખાય તે સમર્પણ કર્યા પછી ખાતા. જો શ્રીગોવર્ધનનાથજી આપ આરોગો એવું કરીને પછી જ પોતાના મોઢામાં મૂકતા. આમ એક દિવસ બજારમાં જતા હલવાઇની હાટમાં સુંદર જલેબી દેખિ. ઉત્તમ સામગ્રીના પ્રભુ ભોક્તા છે, તેવો વિચાર મનમાં કરી-જલેબી ખરીદીને કહ્યું, 'હે શ્રીનાથ! આપ આરોગો' એમ કહ્યાં પછી પોતે ખાધી.

આ સમયે શ્રીઆચાર્યજી શ્રીનાથજીને ભોગ સમર્પતા હતા. ત્યારે શ્રીનાથજીએ શ્રીઆચાર્યજીને કહ્યું કે મે આજે જલેબી આરોગી છે. ત્યારે શ્રીઆચાર્યજીએ કહ્યું કે કોને સમર્પી? ત્યારે શ્રીનાથજીએ કહ્યું કે રામાનંદ પંડીતે સમર્પી છે. ત્યારે શ્રીઆચાર્યજીએ કહ્યું કે મેં તો તેનો ત્યાગ કર્યો છે. આપ તેમને ત્યાં શા માટે આરોગો છો? ત્યારે શ્રીનાથજીએ કહ્યું કે તમે તેને મને શા માટે સોંપ્યો? હું તો તમારી કાનીથી જ અંગીકાર કરું છું તમે જે જીવને મને સોંપો છો તેનો ત્યાગ તમે કરો, છતાં તમારા સોંપેલાને અમે તો છોડતાં નથી. આ પ્રકારે અર્ચાવતાર શ્રીનાથજી દ્વારા જીવનો સુદઢ અંગીકાર વાર્તાકાર શ્રીચતુર્થકુમાર શ્રીગોકુલેશ પ્રભુચરણએ સુસ્પષ્ટ કર્યું છે. આજ અનુગ્રહનું અસ્મિ સ્વરૂપ છે.

...ક્રમશઃ

સંકલનઃ- રાજેન્દ્રભાઇ કડકીયા, યુ.એસ.એ



# પુષ્ટિશિખર

### ગો.વા.મગનલાલ ગ. શાસ્ત્રી વિરચિત

...ગતાંકથી આગળ

લૌકિક શ્રૃંગારને શ્રીમદાચાર્યચરણ રસ જ કહેતા નથી, રસનો આભાસ માત્ર કહે છે. પ્રાકૃત શ્રૃંગારના રસાભાસનો તો અનિત્ય છે; પ્રીતિ કરવી, સ્નેહ કરવો, શ્રૃંગાર રસનો ઉપભોગ કરવો તો તે પણ નિત્ય પદાર્થ સાથે જ કરવો અને તેવો નિત્ય પદાર્થ શ્રીકૃષ્ણ વિના બીજો કોઇ ન નથી, માટે શ્રૃંગારરસ તો શ્રીકૃષ્ણમાં જ યોગ્ય છે. પ્રાકૃત વિષયીના દેહ, ઇન્દ્રિય, વગેરે પંચમહાભૂતે નિર્માણ કરેલા પ્રાકૃત છે.

अवजानन्ति मां मूढा मानुर्षी तनुमाश्रितम्, परं भावमजानन्तः, શ્રીગીતાજીના ૯.૧૧માં ભગવાન આજ્ઞા કરે છે કે મારું ઉત્તમ સ્વરૂપ ન જાણનારા મૂઢ પુરુષો મને મનુષ્યનો દેહ ધારણ કરનારો જોઇને મારો અનાદર કરે છે. न तु मामभिजानन्ति तत्त्वेनातः च्यवन्ति ते, સાથેજ શ્રીગીતાજી ૯.૨૪માં ભગવાન આજ્ઞા કરે છે કે તે સકામ લોકો મારા સાચા સ્વરૂપથી મને બરોનર જાણતા નથી, તેથી તેઓ પડે છે. जन्म कर्म च दिव्यमेवं यो वेत्ति तत्त्वतः અને શ્રીગીતાજીના જ ૪.૯માં ભગવાન આજ્ઞા કરે છે કે જે પુરુષ મારા દિવ્ય જન્મ અને કર્મને આ પ્રમાણે બરોબર જાણે છે તે દેહ છોડ્યા પછી પુનર્જન્મ પામતો નથી. હે અર્જુન! તે તો મને જ પામે છે.

આવા શ્રીગીતાવાક્યોમાં અલૌકિક શ્રૃંગારરસના આધાર જીવ, દેહ, ઇન્દ્રિય, કર્મ, મનુષ્ય, પ્રાકૃત નથી એમ પ્રતિપાદન કરીને તેમાં પ્રાકૃતભાવ માનનારાનો વિરોધ કરી, રસની બધી સામગ્રી દિવ્ય છે, અપ્રાકૃત છે, એમ ગીતાકાર સમર્થન કરે છે.

भावात्मकस्वरूपस्य भावात्मानो व्रजस्थिताः ।

सदा तदेकसहितास्तद्रूपा न हि संशयः ।।

तस्य सर्वैव सामग्री मन्तव्या हि तथाविधा ।

સ્વમાર્ગમૂલ નિરૂપણના ૧૩, ૧૪માં શ્લોકમાં શ્રીહરિરાયચરણ આપા કરે છે કે શ્રીપ્રભુનું સ્વરૂપ ભાવાત્મક છે, અને વ્રજમાં રહેનારા ભક્તો પણ ભાવાત્મક છે. તેઓ શ્રીપ્રભુના જ સંગમાં રહે છે અને તદ્રૂપ છે એમાં શંકા નથી. તેમની બધી સામગ્રી તે જ પ્રકારની-ભાવાત્મક, અલૌકિક છે, એમ માનવું. એમ શ્રીહરિરાયચરણ જેવા મહાનુભાવીનાં વચન પણ એ જ સિદ્ધાંતનું પોષન કરે છે. પ્રાકૃત વિષયી જીવ બ્રહ્મની





ઈચ્છાથી ઉત્પન્ન થયા છે; જ્યારે ભજનના આનંદમાં રસ લેનાર પુષ્ટ દૈવશિરોમણિ જીવ તો સાક્ષાત્ રસાત્મક ધર્મિસ્વરૂપના શ્રીવિગ્રહ (શ્રીઅંગ)માંથી પ્રકટ થયા છે.

यमेवैष वृणुते तेन लभ्यस्तस्यैष आत्मा विवृणुते तनुं स्वाम्, એટલે કે મુંડકોપનિષદ્ના ૩.૨.૩માં ભગવાન જેનું વરણ કરે છે તે જ માણસ ભગવાનને પ્રાપ્ત કરી શકે છે. આ પરમાત્મા પોતાનું સ્વરૂપ તે ભક્તના આગળ પ્રકટ કરે છે, વગેરે પુષ્ટિ શ્રુતિ અહીં પ્રમાણ છે.

પ્રાકૃત વિષયની બધી વાત સ્વાર્થપરાયણ જ હોય છે, જ્યારે અહીં તો પ્રભુસુખની ઉત્કટ ઈચ્છા હોય છે. પ્રાકૃત આસુરીનું કાર્ય પ્રાવાહિક હોય છે, જ્યારે ભગવાનના ભક્તની બધી કૃતિ શૃંગારરસઘન અને સર્વાત્મભાવથી પરિપૂર્ણ હોય છે. પ્રાકૃત વિષયીને રોગ વગેરે ઉપદ્રવ થાય છે, અલૌકિક ભગવાનના રસનું પાન કરનારને રોગ વગેરે ઉપદ્રવ થતો નથી.

न ते पाषण्डतां यान्ति न च रोगाद्युपद्रवाः । महानुभावाः प्रायेण ।। શ્રીમહાપ્રભુજી પુષ્ટિપ્રવાહમર્યાદા ગ્રંથમાં આજ્ઞા કરે છે કે ભગવાનના ભક્તોને કદાચિત્ શાપ આપવામાં આવ્યો હોય તો પણ શાપ પૂરો થઈ જાય ત્યાર પછી તે ભક્તો પાખંડ માર્ગમાં પ્રવેશ કરતો નથી, તેમ જ તેમને રોગ વગેરેનો ઉપદ્રવ પણ થતો નથી, તેઓ મહાનુભાવ જ હોય છે. વગેરે વચનામૃતનું પણ એ જ તાત્પર્ય છે. द्वौ भूतसर्गौ लौकेऽस्मिन् શ્રીગીતાજીમાં ૧૬.૬માં ભગવાન આજ્ઞા કરે છે કે હે પાર્થ! આ લોકમાં દૈવ અને અસુર એ બે જ પ્રકારની ભૂતસૃષ્ટિ છે. આ શ્લોકમાં પ્રાકૃત વિષયને આસુર કહેલાં છે, જ્યારે અલૌકિક ભજનમાં રસ લેનાર તો દૈવી જીવ છે.

मदन्यत् ते न जानन्ति नाहं तेभ्यो मनागपि  શ્રીમદ્ ભાગવતજીના ૯.૪.૬૮માં કહે છે કે સાધુ પુરુષો મારું હૃદય છે, અને હું સાધુ પુરુષોનું હૃદય છું. તેઓ મારા સિવાય બીજું કંઈ જાણતા નથિ, અને હું પણ તેમના વિના બીજું કંઈ જાણતો નથી. એમ ભક્તો ભગવાનના જ્ઞાનથી પૂર્ણ હોય છે. એવા રસપૂર્ણ, ગુણપૂર્ણ, અનુરાગપૂર્ણ ભજનનો રસાનંદ લૂંટનાર ભગવાનના ભક્તો તો સાક્ષાત્ રસમય પુરુષોત્તમને વશ કરી લે છે.

वशे कुर्वन्तिमां भक्त्या सत्स्त्रियः सत्पतिं यथा, શ્રીભાગવતના ૯.૪.૬૬માં જેમ પતિવ્રતા સ્ત્રી પોતાના પવિત્ર પવિને શુદ્ધ સ્નેહથી વશ કરે છે તેમ ભક્તજનો મને ભક્તિથી વશ કરે છે. અને अहं भक्तपराधीनो ह्यस्वतन्त्र इव द्विज શ્રીભાગવતના ૯.૪.૬૩માં હે દ્વિજ! હું ભક્તને આધીન છું અને પરતંત્ર જેવો છું. એમ શ્રીમુખવાક્ય પણ ભગવાનના ભક્તે કરેલા વશીકરણનું સાક્ષાત્ પ્રતિપાદન કરે છે, પોતે જ ભક્તપરાધીનતા નિરૂપણ કરે છે. સાક્ષાત્ પૂર્ણ પુરુષોત્તમ પણ એવા અનન્ય ભજનના આનંદનો રસ લૂંટનાર ભક્તના હંમેશાં ઋણી છે.





न पारयेऽहं निरवद्यसंयुजां स्वसाधुकृत्यं विबुधायुषापि वः । या माम्भजन् दुर्जरगेहशृङ्खलां संवृश्च्य तद्वः प्रतियातु साधुना શ્રીભાગવતના ૧૦.૨૯.૨૨માં ભગવાન્ શ્રીગોપીજનોની સ્તુતિ કરતાં કહે છે કે : તમે મારા નિર્દોષ ભજનથી મારી સાથે જોડાયેલાં છો. તમારા ઉપકારનો બદલો હું બ્રહ્માના આયુષ્યથી પણ વાળી શકું એમ નથી. ન તોડી શકાય એવી ઘરની સાંકળો તોડી નાખીને તમે મારું ભજન કર્યું છે. આ તમારા સત્કાર્યનો બદલો તમારા સંતોષથી જ થાવ. આ શ્લોકમાં પણ ભગવાન પોતે જ ઋણ કબૂલ કરે છે. જેમના સર્વાત્મભાવથિ છટામાત્રથી ઉદ્ધવ સરખા જ્ઞાની ભક્ત પણ સ્નેહથી વિવશ થઇ.

सर्वात्मभावोऽधिगतो भवतीनामधोक्षजे । विरहेन महाभागा महान् मेऽनुग्रहः कृतः ।। હે મહાભાગવયવાન ગોપીજનો, વિરહવસ્થામાં તમને ભગવાનને વિષે સર્વાત્મભાવ પ્રાપ્ત થયો છે. આપે સર્વાત્મભાવનો મને ઉપદેશ આપીને મારા ઉપર મોટી કૃપા કરી છે, એમ ભગવાન શ્રીભાગવતના ૧૦.૪૪.૨૭માં આજ્ઞા કરે છે અને वन्दे नन्दव्रजस्त्रीणां पादरेणुमभीक्ष्णशः વ્રજની બધી સ્ત્રીઓના પગની એક રજને હું અનેકવાર વંદન કરું છું એમ વધું ભગવાન શ્રીભાગવતના ૧૦.૪૪.૬૩માં આજ્ઞા કરે છે. આવી પ્રાર્થના કરે છે. જેમનાં ચરણરજનું વંદન કરે છે એવા ઉત્તમમાં ઉત્તમ ભગવાનના ભક્તોનાં ઉત્તમ સૌભાગ્ય હંમેશા અવર્ણનીય છે.

...ક્રમશઃ

સંકલનઃ- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

## સત્સંગ સુધા

### આવેલાં દુઃખોની સામે નહિ જોતાં તે મોકલનાર શ્રીપ્રભુની સામે જોવું જોઇએ

કૂતરાને મારવા કોઇએ પથરો ફેંક્યો. એ પથરો કૂતરાને વાગ્યો, ત્યારે કૂતરો તે પથરા સાથે લડ્યો નહિ, પણ તે પથરો ફેંકનારની સામે ભસવા લાગ્યો. કૂતરાને પણ એટલું જ્ઞાન હોય છે કે, ફેંકાયેલા પથરાને બચકાં ભરવામાં શું વળે? તે ફેંકનારાની જ સામે લડવું જોઇએ; પણ અફસોસ કે, આપણે એટલું પણ જ્ઞાન નથી. જો એટલું જ્ઞાન રાખીએ તો પછી દુઃખની સામે આપણે થવું પડે નહિ. એટલે કે દુઃખોથી દિલગીર થવું પડે નહિ, કારણકે આપણી ઉપર આવી પડતાં દુઃખો પણ ફેંકાયેલા પથર જેવાં જ છે. તેની સાથે તનતોડ ને મુક્કાબાજી કરવામાં શું વળે? એ દુઃખો આપણને જે આપે છે, તેની સામે જોવું જોઇએ કારણકે એ દુઃખો કાંઇ પોતાની મેળે પોતાની ખુશીથી આવતાં નથિ, પણ (આપણાં જ કોઇ પાપનાં ફળ તરીકે) પ્રભુના મોકલવાથી તે આવેલાં છે. માટે આપણે દુઃખોની સામે નહિ જોતાં એટલે કે દુઃખોથી દિલગીર નહિ થતાં, તે દુઃખો મોકલનારને સામે જોવું





જોઈએ, એટલે કે દુ:ખોથી બચવા માટે શ્રીપ્રભુની પ્રાર્થના કરવી જોઈએ અને ભવિષ્યમાં દુ:ખો ન થાય એવાં કામો કરવાં જોઈએ; એ જ બચવાનો રસ્તો છે. દુ:ખથી નિરાશ થઈ હારી જવું, એ બચવાનો રસ્તો નથી. એ તો ડૂબવાનો રસ્તો છે.

## શ્રીચતુર્થકુમાર શ્રીગોકુલેશપ્રભુ વ્યક્ત બત્તિસ લક્ષણ

### બત્તીસમો લક્ષણ (અ) – આચાર પાળવા અને ઉત્સવ ભલી ભાંતે કરવાં

અબ બત્તીસમો લક્ષણ કહેત હે: - જો વૈષ્ણવકો સખડી-અનસખડીકો આચાર-વિચાર ભલી ભાંતિસો રાખનો. પ્રસાદકો મનમેં ઠૌર (જગ) રાખનોં સામગ્રી પર મન ચલાવેં નાંહી. સામગ્રિ વિચારસો કરે. છુવા છુઈ ન કરે. સામગ્રી કરત સાવધાનતા રાખે. કાહુસો સ્પર્શ ન કરે. ડરપત રહે. વિશ્વાસસો કરે. કાહુ ભલે બુરેકી દૃષ્ટિ ન પરે, એસી રીતિસોં શ્રીઠાકોરજીકી સામગ્રી બનાવની.

સમડી-અનસખડીકો ભેદ જાનનો. પવિત્રતા સોં શ્રીજી પ્રસન્ન રહેત રહે. તાતે વૈષ્ણવકો એસે ચાહિયે. જો કાર્ય કરે સો પવિત્રતાસોં કરે. પવિત્રતાસોં બુદ્ધિકો પ્રકાસ હોત હે. આચારસો શ્રીજી પ્રસન્ન હોત હે. તાતે વૈષ્ણવકો યાહી રીતિસોં કરનો યોગ્ય હે. જો ઉત્સવકે દિન ઉત્સવ ભલી ભાંતિસોં કરનો, આનંદમય હોઈકે કરનો. લૌકિક કરિકે બડો કાર્ય હોય તો હું પ્રથમ ઉત્સવ કરિ તાસો યહ કારજ કરનો. ઓર ઉત્સવ કરિ તાસો યહ કારજ કરનો. ઓર ઉત્સવકી ઢીલ ન કરની. પાછે લોકિકકો કાર્ય હોય સો કરિયે. તો શ્રીજીકી કૃપાતે નીકો બની આવે.

પરંતુ ઉત્સવકી ઢીલ ન કરની. તાતે શ્રીજી પ્રસન્ન હોત હે. તાતે યહ જાનનો જો લૌકિક કાર્ય છોડીકે પ્રથમ ઉત્સવ ભલી ભાંતિસોં કરનો. પાછે ઈચ્છા હોય તેસે કરે. ઓર ખરચ કરનો હોય સો વૈષ્ણવ (ભગવદી)કી આજ્ઞા લેકે ખરચનો. જો શ્રીઠાકોરજીકી સેવા સામગ્રી ઓર હુ વસ્તુ અપને દેહાર્થ વિનિયોગ ન કરે. અન્ય વિનિયોગ ન કરે. નિવેદની વૈષ્ણવ સ્થિતિ હોઈ તાસો ખાનપાન કરનો, અપનો ધર્મ વિચારત રહેનો. મિથ્યા ભાષણ ન કરનો. જો શ્રીઠાકોરજીકો ધ્યાન મનમેં રાખનો.

જો શ્રીજીકે ચરિત્ર વૈષ્ણવસો મિલિકે કહેનો. ઉત્સવકે દિન પ્રસન્નતાસો વારંવાર શ્રીઠાકોરજીકો મુખ અવલોકન કરનો. જો વૈષ્ણવ આવે તાકો આદર સત્યસોં કરનો. જો વૈષ્ણવકો મહાપ્રસાદ લિવાવનો, વૈષ્ણવકી ટહેલ કરની. યા રીતિસોં જો વૈષ્ણવ ઉત્સવ આવે સો તા દિન કરે. ૩૨ (અ)

।। ઈતિ શ્રીબત્તીસમો (અ) લક્ષણ સંપૂર્ણમ્ ।।

સંકલન:- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

# આશ્રયકો પદ

## શ્રીકન્હૈયા પ્રભુ (શ્રીવિઠ્ઠલેશરાયજી) કૃત આશ્રય કો પદ

તુમતો અખિલ લૌકકૈ સ્વામી;
દીનબન્ધુ ભક્તન મન રંજન આપહી ગરુડાગામી ।। ૧ ।।
પુષ્ટિભક્તિ ઔર નવધા ભક્તિ પ્રથમહીંતૈ જૌ દદામી;
શ્રીવિઠ્ઠલપ્રભુ મનકી જાનત જાનત અંતરજામી ।। ૨ ।।

**।। શ્રીવલ્લભનો સિદ્ધાંત ।।**

**વૈષ્ણવેન મતેનૈકાદશ્યાદિવ્રતમાચરેત્ ।। ૭૯ ।।**
**ઉત્સવત્વેન કૃષ્ણાષ્ટમ્યાદીનાં વ્રતમાચરેત્ ।**
**અન્યેષ્વપ્યુત્સતત્વેન વિજ્ઞાનં સર્વથા મતમ્ ।। ૮૦ ।।**
**નિર્ણયોઽપિ તથા કાર્યો જયન્તીવ્રતમ્ ન હિ ।। ૮૦.૫ ।।** *(શ્રીહરિરાયચરણ વિરચિતા)*

*અર્થાત્ :- એકાદશી વગેરે વ્રત વૈષ્ણવ મત પ્રમાણે જ કરવાં. દશમીનો વેધ ન આવે એવી રીતે એકાદશીનું વ્રત કરવું; એટલે કે દશમી ૫૫ (પંચાવન) ઘડી ઉપરાંત એક પલ પણ જો વદે તો એ એકાદશીમે દિવસે વ્રત ન માનતાં દ્વાદશીને દિવસે વ્રત માનવું. એ પ્રમાણે વૈષ્ણવ મત પ્રમાણે એકાદશી આદિ વ્રતો કરવાં. જન્માષ્ટમીનું વ્રત પ્રભુના પ્રાકટ્યનો ઉત્સવ માનીને કરવું. આજે શ્રીનંદરાજકુમારનું પ્રાકટ્ય થયું છે, આજ મહાનંદ-ઉત્સવનો દિન છે, એમ માનીને વ્રત કરવું. આઠક સૂર્યોદય વખતે સાતમ હોય અને પછી આઠમ હોય તો એ તિથી ન માનતાં બીજી તિથીમાં ઉત્સવ માનવો. એ પ્રમાણે રામ-નવમી, નૃસિંહચતુર્દશી અને વામન દ્વાદશીને દિવસે ઉત્સવ માનીને વ્રત કરવું; સાથેજ શ્રીમહાપ્રભુજીનો પ્રાકટ્યોત્સવ, શ્રીગુસાંઇજીનો પ્રાકટ્યોત્સવ અને શ્રીચતુર્થકુમાર શ્રીગોકુલેશ પ્રભુચરણનો મહોત્સવ એ બધા દિવસો ઉત્સવ તરીકે માનવા અને કરવાં.*

*(શ્રીહરિરાયચરણ વિરચિતા સ્વમાર્ગીયશરણસમર્પણ સેવાદિનિરૂપણમ્ )*

સંકલનઃ- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

# ।। શ્રીગોકુલનાથ કી જય ।।

***Jai Jai ShriGokulesh to all. If any question, queries, doubts, suggestions regarding to any of the topic prevailing placed in this magazine are always welcome. You may contact us via the email : pathshala@email.com .***





|| ShriGokulesho Jayati ||

# Shrimad Vallabhacharyaji

(Expression by Prof. Jethalal G Shah)

...continued

**ShriVallabhacharya's next destination** : - Ahead approaching and leaving that place, ShriVallabhacharya stopped at ShriShaila Tirapati, Vyankatesha, Lakshmana-Balaji, Prema-Madhuri And Shiva-Kanchi before He reached Vishnu-Kanchi which place was famous for its shrine containing idol of Lord Varadeshvara. The head in-charge of the Shrine sent ShriVallabhacharyaji an invitation to have Darshana (sight) of the Lord. Although ShriVallabhacharya was eager to have the Darshana still there was one difficulty involved for him. The stone-steps leading towards the Porch of the Shrine, where inscribed with words of the 'Astapadi' of Jayadeva's work in the praise of God. ShriVallabhacharya considered it a sacrilege to put his feet on the sacred inscription.

The difficulty was conveyed to the head, who, after consultation with others, got the steps temporarily removed by his men, thus enabling ShriVallabharya to have Darshana of the Lord Chakravarti, ShriNrisinhacharya, and ShriNilkanthacharya who were the followers of ShriRamanujacharya requested Him to explain the nature of Brahman. He replied, "ShriRamanujacharya's non-dualistic conception of Brahman is more acceptable to me than ShriShankracharyaji's but I differ from the former regarding the relation of the universe and the soul of the Brahman. ShriRamanuja regards them as inseperable attributes of Brahman, whereas I regard them as a part of Anhas of Him.

The relation between them and Brahman is that of the part of the whole. Shrishti (creation) is a part of Brahman itself. Brahman is described in the Upanishads as Sat, Chit And Anand (being, consciousness and bliss). The soul is according to the Gita Chapter XV, verse 7 an Ansha of Brahman. The Brahmasutra Book II, 3.33 also holds that the souls are portions of Brahman, like sparks from fire, as illustrated by the Shrutis. Thus the universe and the soul are non-qualities but parts of Brahman. If they were Brahman's qualities, then they must have a separate existence but the Shrutis have declared in so many passages that Brahman is devoid of differences such as Svagata (inherent differences), Sajatiya (difference due to similarity), and Vijatiya (difference due to dissimilarity).

The difference are indicated only by qualities. As Brahman is devoid of qualities, they cannot constitute Brahman's nature. Sat and Chit are not qualities but parts of Brahman. So I have to differ from the Vishist-Advaita of ShriRamanuja. Except this fundamental point, I agree with ShriRamanujacharya in other matters. His view of the world as real has my firm support. To me everything is Brahman. This is what I learn from Upanishads."

Narsinhacharya and Nilakanthacharya listened to him with utmost reverence and thanked him for the light he threw on the nature of Brahman.





After leaving Vishnu-Kanchi, ShriVallabhacharya proceeded in the direction of ShriRangaji, passing on the way, Pakshi Tirtham, Chidambaram and Munnar Gudi (the dwarka of the south). At ShriRangaji He was confronted by one Raghavacharya, an adherent of the Dwaita-Advaita school which taught both dualism and non-dualism. The question put to ShriVallabhacharya was this, How can you support Non-Dualism only if the Upanishads point to both Dualism and Non-Dualism? Don't you know that the Universe as matters, is different from Brahman who is Consciousness and Bliss. As souls do not possess bliss they are different from God. Hence your theory that every thing is Brahman, does not appeal to us?

To this ShriVallabhacharya replied, "Well, what you say is not in consonance with the scriptures. Your arguments are based only on logical reasoning. But they are effective. A thing cannot be both but only one or the other, where two opposites are concerned. Brahman cannot be dual and non-dual at the same time. Either you admit that dualism is correct and non-dualism is incorrect or vice versa.

The stand taken by you and the exponents of the Dvaita-Advaita has no solid foundation. The apparent differences between Brahman and creation are due to His own will to manifest Himself as the universe and the soul were one with Brahman and even before their manifestation as indeed they are now. The Brihadarnyaka (2.4.5) says, All this is Brahman. The Same Upanishads says (2.4.6) Brahman becomes all. The Taitriya Upanishad, (2.7) says Brahman manifests Himself as a world. The Chhandogya Upanishad (6.2.1) also supports this. It says, Brahman is one only without another. All these passeges deny dualism. Does not the Gita teach the same thing? In ShriGitaji's (7.7) it says There is nothing beside God. The Gita condemns the person who supports Dualism." To this Raghavacharya could not make any reply. He merely bowed to Him and took His leave.

From this place, ShriVallabhacharya went to Madurai. During his short stay there, at the request of the Vaishnavas of the place, He explained them His conception of Non-duality. He told them that Non-dualism should be conceived in three aspects: 1. Bhava-Advaita (depending on Bhava), 2. Karya-Advaita (owing to action), and 3. Dravya Advaita (in relation to material things). The first type can be illustrated by the oneness between the threads (cause) and the cloth (effects) into which they were woven. Similarly, the universe and the soul are effects of Brahman. The second type of Brahman's oneness with the universe is explained by the principle of cause and effect as applied to the actions of living beings and occurances in nature which are Brahman's actions. Thirdly, there is onness which comprehends Brahman in all things, in all the heterogenous and apparently divergent objects and aspects, animate and inanimate, of which the universe consists. I staunchly believe in all these kinds of Brahman's oneness or non-dualism. To comprehend or realise this it requires the Grace of God and love of God. These two must go hand-in-hand. Make Him as the be-all and end-all of all your desires, aspirations and efforts.

***.....to be continued***

|| ShriGokulesho Jayati ||

## -: The Facts of Pushtimarg – A Questionary:-

**Question :**

What is Dharma?

**Answer :**

There are two categories of Dharma i.e. duty. One is Atma-Dharma i.e. duties related to the human-soul and the other is Deha-Dharma i.e. duties related to the human body. *Worship, remembrance etc. of ShriKrishna is called the **Atma-Dharma***. It is also known as *Antar-Dharma i.e. intrinsic duties*. Whereas, *the **Deha-Dharma** is known as Bahya-Dharma i.e. extrinsic duties*. This is narrated in Veda, Smrti, Purana etc.

**Deha-Dharma** is of two kinds: **Vishesha-Dharma** = specific duty and **Samanya-Dharma** = General duty. The Specific-Dharma is prescribed on the basis of Varna and Ashrama. It narrates dos and donts of the four classes: Brahmana, Ksatriya, Vaishya and Shudra; and of the four stages: Brahmacharya, Grihastha, Vanaprastha and Sanyasa. The general-Dharma is applicable equally to all the classes of society and all the stages of life. In Manusmrti, Samanya-Dharmas are enlisted as under:

**Dhrti-kshama damosteyam, Shaucamindriyanigrahah;**

**Dhirvidya-satyamakrodho, Dashakam dharmalakshanam.**

means: Satisfaction, mercy, tolerance, non-stealing, purity, control of sense, knowledge of dharma and soul, truth and cool-temperament- these ten are the elements of Dharma. All these Dharmas are truly called "*Sanatana-Dharma*" or "Vaidic-Varnashrama-Sanatana-Dharma" i.e. everlasting Dharma of Varna and Ashrama, commanded by the Veda. Today people know this by the name of "Hindu-Dharma". The following table explains fairly well the classification of Dharma. (Dhrti-Ksama-Dama-Asteya-Sauch-Indriyanigraha-Dhi-Vidya-Satya-Akrodha)

1. **Dhrti**: Satisfection.
2. **Kshama**: To be kind to all; never to think ill of anybody.
3. **Dama**: Tolerance. Treat equally joys-sorrows, respect-insult etc.
4. **Asteya**: Never to steal, not to snatch away others belongings unjustly and unrighteously.
5. **Shauch**: To maintain purity in accordance with the scriptures.
6. **Indriya-nigraha**: To prevent all senses like hands, legs, mind etc. from indulging in un-righteous acts. Not to be over-involved in any mundane pleasures.
7. **Dhi**: To acquire the knowledge of Dharma and of protocol tradition culture etc.
8. **Vidya**: To acquire the knowledge of Atma-Dharma.
9. **Satya**: To speak the truth, to be on the side of truth, not to indulge in wrongdoings.
10. **Akrodha**: To keep mind in control, not to be angry.

**Question :**

a. What is the definition of Maryadamarg?

b. Is Maryadamarg still prevalent and available in todays situations?

c. How does the seva/puja prakar vary from Pushtimargiy seva?

**Answer :**

→ For understanding the 1st query, regarding Maryada-Marga.

* **Maryada Marga**: Scriptures have shown three Paths to obtain liberation.

1. The Path of Karma (i.e. karma marga)

2. The Path of Knowledge and (i.e. jnana marga)

3. The Path of Upasana (i.e. upasna marga)

All these three paths are called the Path of Maryada. Maryada means: confinement/restriction. As the course of these paths is restricted within the limit of scriptures, they are called Maryada.

* **Karma Marga**: The actions like sacrifice etc., shown in the scriptures, are manifestation of the action of Bhagavan. By having such conviction about the nature of Actions, one should perform scriptural Actions by being free from temptation of the fruits that can be had of Actions. Along with this one should dedicate fruits of Action to Bhagava^Vn. Some actions are forbidden in scriptures. Such actions should be abandoned. The indispensable (Nitya-Naimittika) actions which are to be performed as Daily/regular deeds and predestined actions which are to be performed according to the occasions should only be done. By doing this, all the bondages resulted from the actions get destroyed and one obtains liberation. Actions performed by the temptation of fruits, obtains perishable fruits of heaven etc. and not liberation from births and deaths.

* **Jnana Marga**: The path in which liberation (in the form of union with Aksharabrahma) is being achieved through the means of knowledge shown in scriptures by having detachment and renunciation in all worldly and other worldly matters is called "the Path of Knowledge".

* **Upasanamarga**: In this path, one takes initiation of the Mantra of the name of ones favorite god as shown in the scripture of Tantra. By worshipping a god or goddess as the Supreme Reality through rites of Mantra liberation is achieved. This is called Upasanamarga or Maryadabhakti-marga -the Path of Upasana or the Path of Maryada devotion.

→ Now for understanding the 2nd question, let us read ahead. ShriVallabhacharya says in ShriKrishnashraya that since Maryada Marg demands purity of Place, Time, Object, Doer, Mantra, Deed etc., and since they are not so pure due to the age of Kali, by and larg, it can be said that Maryada Marg is not feasible.

→ Now regarding the 3rd question, Pushtimarga and Maryadamarga both have common features like Deity, Devotion, Resort in Deity, Places of pilgrimage, Parikar (Anga Devata), Nitya Seva, Utsava Seva, Diksha, Mantra etc. though both of them have its own interpretations and practices.

For example:

**Pushtimarga** :- Bhakti for ShriKrishna (not for mukti), Seva Parikar (ShriYamunaji, ShriGirirajji, etc., Nitya Seva (Astayam Seva viz Mangla till Shayan), Mantra Diksha (Astakshar Mantra-Naam Diksha, Sarvasva Samarpan Mantra-Brahmasambandh Diksha-Nivedan), Kirtan, Prominence Bhav of Vraj-Leela, Ananyata, Utsav Seva

**Maryadamarga** :- Bhakti for ShriKrishna and Anya Devta (for Mukti), Anya Devta, Nitya Poojan (Aavahan-Visarjan), Mantra Diksha (Narayana-panchakshar, etc.), Mantra aavahan, Prominence of Mahamatya, AnAnyata, Utsav Pooja,

We can further elaborate this list. You can see from this list that with minor changes, everything is same in both the Margs. The difference rests only in accepting Shastra Maryada in doing all that. That is to say, *if one is doing ShriKrishna seva under the governance of Shastra-Vidhi, it is Maryada Marg*. In such case one have to accept and follow

*Bhavana, Vidhi, Mantra, Dravya, Utsava, Diksha, Rules of qualification, Shuddhi etc as laid down by the Shastra*. Whereas, *Pusthimarg preaches us to do Bhakti with the sentiment and the way of Vraj-bhakt*. Therefore, *Pushtimarg is also called Svanatrabhakti-marga or Avihit-bhakti-marg*.

**Question :**

What is difference between philosophy Achintya abheda-bheda tattva ShriKrishna Chaitanya and philosophy Shuddhadvaita ShriVallabhacharya. What is difference and what is similar ?

**Answer :**

**Shuddhadvaita of ShriVallabhacharya** :- It is a name of the philosophical system advocated by ShriVallabhacharya as an essence of all Sanatan scriptures. It says that Brahma, the supreme reality, Himself has taken the form of universe fore the divine play, Lila. Therefore, the plurality i.e. Dvaita which is found in the form of sentient object and insentient being in this universe is also Brahma. If we see the universe from the metaphysical viewpoint, everything is essentially Brahma. This is Shuddha-advaita.

**Achintya-Bhedabhed of ShriKrishna Chaitanya** (A ShriKrishna Devotee also named as ShriChaitanya Mahaprabhu) :- According to this theory, due to the Achintya powers of the Lord, it is neither possible to comprehend the universe as Bhinna (difference) from the Supreme Lord nor it is possible to comprehend Abhinna (indifference) from the Supreme Lord. Therefore, Bheda or Abheda between the Lord and the universe is Achintya i.e. inconceivable-incomprehensible.

ShriKrishna Chaitanya path follows Maryaadaa Bhakti

ShriVallabhacharya Mahaprabhu Sect follows Pushti Bhakti.

Nature of Pushti Bhakti is clearly explained by Shri Vitthalnathji in his granth namely ‘Bhaki Hansa’ by distinghising between Pushti Bhakti and Maryada Bhakti.

**Maryada Bhakti**: When a person performs Navadhaa Bhakti (Nine rites of devotion) as an instrument to gain love towards God then that type of Navadhaa Bhakti is called Maryada Bhakti. Here Navadhaa Bhakti is an instrument and Love is a fruit.

**Pushti Bhakti**: After gaining love in God, a person performs Navadhaa Bhakti in the form of love only as a fruit and not as an instrument it is called Pushti Bhakti. Here there is no two things i.e. one as an instrument and another as a fruit but whatever a devotee does like listening, recitation, recollection etc. due to love and treats as a final fruit only.

And regarding **ShriVishnu Swami**, Since no original work is found of ShriVishnu Swami, it is very difficult to compare philosophical thinking of these Acharyas.

*<< questionary source : www.pushtimarg.net faq section. >>*

*collection:- das gopal, jai jai shrigokulesh parivaar, baroda.*

**** ShriGokulnathki Jai ****

વર્ષ ૩ અંક ૬ આસો સુદ ૧૧, ૨૦૬૫

# માલા પ્રસંગનાં કવિત

શ્રીનાથજીસો પ્રીત રાખી, આચાર્ય રીત રાખી હૈ
ધર્મકી પ્રતીત રાખી, રાજ રીત રાખી હૈ
કુલકી મરજાદ રાખી, ભક્તનકી લાજ રાખી,
ભક્તિ સિંધુપેં પાજ બાંધી, ટેક દૃઢ રાખી હૈ
કહત ગહર ગોપાલ ખાખી, મુખ ધૂર નાખી,
આખી ભૂમિ જાકી, વાહ વાહ ભાખી,
ચારોં વેદ સાખી, શુક પુરાનન ભાખી,
**તુલસીકી માલા, શ્રીગોકુલેશને રાખી હૈ.**

...............આજે આનંદની હેલી રે સોહાગી મારે..............






## શ્રીગોકુલેશ પાઠશાળા

શ્રીપાપાંકુશા એકાદશી વ્રત